

# ગુફાનું કમળ

:પ્રસ્થાન કાર્યાલય:

સરસ્વતી ગ્રન્થમાલા







# ગુર્જરીનું કમળ

સંપાદક

જીવણલાલ ક૦ ચાંપાનેરીઆ









પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

વર્ષ ૩ પુસ્તક છવ્વીસમું પુ૦ ૪

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: અમદાવાદ



પહેલી આવૃત્તિ
રેંટિયાબારશ
સં૦ ૧૯૮૭

કિંમત

| વાર્ષિક ફાળે | છૂટક |
|---|---|
| ૦-૨-૬ | ૦-૩-૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ વધુ |

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા : વસંત મુદ્રણાલય: ઘીકાંટા : અમદાવાદ

ગુફા તણા શુષ્ક પાષાણમાંથી,
ખેંચી રસો તેં પ્રગટાવ્યું પદ્મ !
છાવા તને બે કરથી મથે જે
તે અંધ: હે અક્ષય ગાંધીસૂર્ય !

જુગતરામ દવે

“ કુટિર કુટિરમેં ગાંવ ગાંવમેં
નગર નગરમેં જા પહુંચા
મોહન તેરા મંત્ર મુક્તિકા
હૃદયકમલ આસીત ભયા.”

# સંપાદકની નોંધ

**જેલવાસી** સત્યાગ્રહીઓએ એક રેંટિયાબારશે બાપુજીની ભક્તિ આ સ્મરણો વડે કરી હતી. આ પવિત્ર દિવસે અખંડ રેંટિયા ચલાવી સઘળાઓએ મળી ૩૦,૦૦૦ વાર સૂતર કાંત્યું હતું, જેના ત્રણ ધ્વજ બનાવી તે સત્યાગ્રહાશ્રમ સાબરમતી, ગૂજરાત વિદ્યાપીઠ અને ગૂજરાત પ્રાંતિક સમિતિને આજના મંગલ પ્રસંગે અર્પણ કરવાનો નિર્ણય કર્યો હતો. પરંતુ અમારા એક મુરબ્બી સાથીના બીજીવારના જેલવાસ દરમિયાન સદરહુ સૂતર બીજા સૂતર જોડે સેળભેળ થઇ ગયું, અને મને જણાવતાં દિલગીરી થાય છે કે અમારો આ નિર્ણય અમે પાર પાડી શકતા નથી.

આ સંગ્રહમાં શ્રી. કનૈયાલાલ મુનશી, મુનિશ્રી જિનવિજયજી અને શ્રી. કીકુભાઇ દેસાઇના લેખ અમે ઉમેર્યા છે. આ લેખો છાપવાની રજા આપવા માટે અમે તેમના આભારી છીએ.

શ્રી. રામનારાયણ પાઠકે આ સંગ્રહ માટે 'બે બોલ' અમને લખી આપ્યા છે તે માટે અમે તેમના ઋણી છીએ.

જીવણલાલ ક૦ ચાંપાનેરીઆ



# અનુક્રમણિકા

# બે બોલ

આ પુસ્તકનું નામ ગુફાનું કમળ શાથી રાખ્યું હશે? ગુફાનું કમળ એટલે શું?

આ નામ વાંચતાં ધમ્મપદના પુષ્પવર્ગમાં આવતી આવી જ એક કલ્પના યાદ આવે છે. તેમાં કહ્યું છે:

यथा संकारधानस्मिं उज्झितस्मिं महापथे ।
पदुमं तत्थ जायेथ सुचिगन्धं मनोरमं ॥१५॥
एवं संकारभूतेसु अन्धभूते पुथुज्जने ।
अतिरोचति पञ्ञाय सम्मासम्बुद्ध सावको ॥१६॥

[ જેમ મોટા રસ્તા પર ફેંકેલા ઉકરડા ઉપર ત્યાં શુચિ-ગન્ધવાળું મનોરમ સ્થલપદ્મ ઉત્પન્ન થાય; ૧૫

તેમ ઉકરડા જેવા આંધળા પૃથક્ જનોમાં સમ્યક્ સંબુદ્ધ શ્રાવક પ્રજ્ઞાવડે સૌથી ઉપર ઝળહળી ઊઠે છે. ૧૬ ]

અહીં સમ્યક્ સંબુદ્ધને આ પૃથક્ જનોરૂપી ઉકરડામાંથી ઊગતા પદ્મ સાથે સરખાવેલ છે.

મહાત્માજી હિંદમાં આવ્યા ત્યારે હિંદ પણ ગુફાના જેવો નહોતો? ગુફાની પેઠે જ તેમાં પ્રકાશ નહિ, મોકળાશ નહિ, જીવનનો ટકાવી રાખનાર હૂંફ નહિ, કેવળ જીવનને થીજાવી દે એવા જડ પથ્થરો ભેજ અને અંધારું! મહાત્માજી આવા દેશમાંથી ઊગેલા મનોરમ શુચિ-ગન્ધ કમળ જેવા નથી? અને આ પુસ્તક મહાત્માજી સંબંધી છે એટલા માટે એનું નામ ગુફાનું કમળ રાખ્યું હશે?

મહાત્માજી હિંદમાં આવ્યા ત્યારે પોતાની ન્યાયી અને સત્ય માગણીઓ માટે પણ સરકારની સામે કેવી રીતે થવું તે કોઈ નહોતું જાણતું. માણસોનાં હૃદયો ભય અજ્ઞાન જડતા વગેરેથી ગુફાથી પણ

વધારે અંધારાવાળાં, સંકુચિતતાવાળાં, જડતાવાળાં અને જીવન માત્રને ઠારીને મારી નાંખે એવાં થયાં હતાં. તેમાંથી જીવનવેલ પાંગરી જ શકતી નહોતી. મહાત્માજીએ સમજાવ્યું કે સત્યની માગણી કરવી એ બસ નથી પણ તેને જીવનમાં અમલમાં મૂકવું અને તેમ કરતાં જે કાંઈ સહન કરવું પડે તે સહન કરીને જય મેળવવો. લોકોમાં આ સત્યાગ્રહ કરવાની નવી આશા ઊગી. એ નવી આશા પણ શું ગુફામાંથી કમળ જેવી નથી ? આજ સુધી ભયભીત અજ્ઞાન ચગદાયેલા સમાજમાંથી નવી જ આશા પાંગરી ! એવી આશાવાળાં હૃદયોના ઉદ્ગારો આ પુસ્તકમાં છે તેથી શું આ પુસ્તકનું નામ ગુફાનું કમળ રાખેલું હશે ?

લોકોને સત્યાગ્રહની પ્રતીતિ થઈ, તેના ઉપર શ્રદ્ધા બેઠી અને અનેક લોકો જેલમાં ગયા. આ પુસ્તકમાં લેખ આપનાર દરેક માણસ ગયા સત્યાગ્રહયુદ્ધમાં જેલમાં જઈ આવેલ છે. અને એ કારાવાસ પણ ગુફા જેવો નથી ? ગુફામાં વધારે અંધકાર છે, જીવનને ઠારી દે એવો ભેજ અને જડતા અને બંધન છે કે આપણી હાલની જેલોમાં તેના નિયમોમાં અને તે નિયમો અમલમાં મૂકનાર કેટલાક અમલદારોમાં વધારે અંધકાર બંધન ઠાર અને જડતા છે તે કહેવું મુશ્કેલ છે. પણ એવા જેલજીવનમાં પણ ગાંધીજયન્તીને દિવસે સૌ પોતપોતાની રીતે ગાંધીજીનું સ્મરણ કરી શક્યા એ પણ ગુફામાંથી ઊગેલું એક શુચિગન્ધ મનોરમ કમળ નથી જે સ્વાતંત્ર્ય સૌન્દર્ય અને જીવનનું પ્રતીક છે ? એ કારણથી આ પુસ્તકનું નામ ગુફાનું કમળ રાખેલ હશે ? !

. ગમે તે કારણથી આ પુસ્તકનું નામ ગુફાનું કમળ પડેલું હોય, પણ એ પુસ્તકનો વિષય અને પ્રસંગ એ નામને ઉચિત છે એમાં કોઈને શંકા નહિ હોય !

એ કમળ દરેક હૃદયગુહામાંથી ઊગે !

૨૭–૯–૩૧ રામનારાયણ વિશ્વનાથ પાઠક

# ચિંતવન

## ૧

### 'સળેકડું' ન હોય!

બાપુને વિષે સાધારણ ખ્યાલ એવો છે કે તેમનું શરીર દૂબળું પાતળું અને ઢીલુંપોચું હશે. તેથી કવિઓએ તેમને 'સળેકડું' કહીને વર્ણવ્યા છે, અને ચિત્રકારો તેમનાં સાચાં જૂઠાં ચિત્રો દોરે છે ત્યારે છાતીની પાંસળીઓ દેખાડવાની ખાસ કાળજી રાખે છે.

પણ આ ગેરસમજ છે.

આટલી ઉંમરે અને અનેક તડકાછાંયડીમાંથી પસાર થયા પછી આખી ગૂજરાતની આરપાર જેમણે પોતાના શરીર પાસે પગપાળા પ્રવાસ કરાવ્યો, અને ઘણા જુવાનિયાઓ કંઇ ને કંઈ કારણે વચ્ચે તૂટયા છતાં જેમણે પોતાના પ્રવાસને ખંડિત ન થવા દીધો, તેમના શરીરની ચીકાશ વિષે લોકોમાં વધારે સાચી કલ્પના હોવી જોઇએ છે.

ખરી રીતે બાપુનું શરીર સળેકડું નહિ, પણ કાઠિયાવાડની તળપદી ભાષામાં 'ગટિયો' કહીએ છીએ તેવું છે. ગટિયો લુચ્ચાને પણ કહેવાય. પણ એ શબ્દ માત્ર શારીરિક વર્ણનમાં વાપરીએ છીએ ત્યારે તેમાં કંઇક આવા આવા ગુણો સમાવવામાં આવે છે: "બેઠી દડી, નક્કર ગાંઠ ને ચિકાશદાર, છાતી પહોળી ને પાંસળીઓ લોઢા જેવી, બધાં અંગોનો એકસરખો વિકાસ.

ગટિયો કદી 'હાથપગ દોરડી ને પેટ ગાગરડી' ન હોય. ગટિયો ચાલે ત્યારે કૂદ કૂદ કરતો દોડે. તે ઊંચાઇના પ્રમાણમાં જરાક પહોળો હોય, અને ભાણે બેસે ત્યારે મોટા પહેલવાનને ગાંઠે નહિ. ગટિયો ટાઢતડકાથી ત્રાસે નહિ ને જરા જરામાં હાંફી જાય નહિ."

હાલ તો બાપુની હોડી જરાથી ને તપથી જર્જરિત થઇ ગઈ છે. છતાં આજે યે તેમનાં અવયવો કોઈ ધારીને જુએ તો ગટિયાપણાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાશે.

## ૨

## અ—સાક્ષર ?

સાક્ષરસમાજનો નિશ્ચિત મત છે કે ગાંધીજી બીજું ગમે તે હોય, પણ સાક્ષર તો નથી જ. આ ધ્રુવ મતમાંથી કોઈ પણ સંજોગોમાં તેઓ ચલાયમાન થવા રાજી નથી જણાતા.

આ શું જબરી ગેરસમજ નથી? ગાંધીજીએ સાહિત્યનો મોટો ને વેગવંતો ધોધ સતત વહેવડાવ્યો છે તે જોતાં, તેઓને સાક્ષરવર્ગે આગલી હારમાં બેસાડવા જોઇએ. અને એમના સાહિત્યમાં રહેલાં તેજસ્વિતા, પ્રસાદ, વિવિધતા, શૈલી આદિ ગુણો જોતાં આગલી હારમાં યે અધ્યક્ષસ્થાને પધરાવવા જોઇએ. પણ સાક્ષરોએ તેમનો આંક દક્ષિણ આફ્રિકાના 'ઇંડિયન ઓપિનિયન' માંનાં તેમનાં લખાણો ઉપરથી બાંધ્યો છે તે ભડાગાંઠ જેવો આજસુધી બંધાઈ રહ્યો છે. ત્યારપછીનાં તેમનાં લખાણોનો તો સાક્ષરોએ બહિષ્કાર કરેલો, કેમકે સાક્ષરોમાં નિષિદ્ધ મનાએલી એવી પ્રવૃત્તિઓ તરફ તે દોરનારાં રહ્યાં. આથી 'નવજીવન' પછી અને 'સત્યના પ્રયોગો' પછી પણ એ લોકોની ખાતરી અવિચળ છે કે ગાંધીજીને સાહિત્યસભામાં સ્થાન ન જ હોય. વળી બાપુ પોતે હમેશાં નથી કહેતા કે હું ખેડૂત ને વણકર છું, હું પંડિત કે

  

સાક્ષર નથી ? તહોમતદારની પોતાની કબૂલત મળ્યા પછી વધારે પુરાવાની શી જરૂર રહી ?—એમ પણ સાક્ષરોએ પોતાના મનમાં ગાંઠ વાળી હશે !

બાપુ સાક્ષર કેમ નહિ ?

સાક્ષર પુસ્તકો લખે ?—તો 'સત્યના પ્રયોગો' ને 'હિંદ સ્વરાજ' એ બે જ પુસ્તકો પૂરતાં નથી ?

સાક્ષર સામયિક સાહિત્ય પણ રચે ?—તો 'નવજીવન'નો ગંગાપ્રવાહ શું છે ? એને ન ગણકારીને કોઈ ભૂસકો મારે તો તેને તાણી જાય એવો એ સાચો અને પ્રબળ નથી ?

સાક્ષરને તો પોતાની વિશિષ્ટ શૈલી હોય—ગાંધીશૈલીમાં વિશેષતા નથી એમ કોનાથી કહી શકાશે ? આવી તેજી, સીધી, ગંભીર ને પ્રસંગે પ્રસંગે પ્રસન્ન, કાવ્યના સીમાડાને સ્પર્શી જતી શૈલીમાં ગૂજરાતી ભાષા કયારે વહી હતી ?

ખરો સાક્ષર હોય તેની શૈલી તો પોતાની આસપાસ પોતાનું મંડળ ઊભું કરવાની શક્તિ ધરાવે.—ગાંધીજીને વિષે આ સ્વીકારવાને કોઇ આનાકાની કરે તો મહાદેવભાઇ, કાકાસાહેબ, કિશોરલાલભાઈ, પાઠક જેવાઓ બાંયોં ચડાવીને ઊભા જ થાય ને ! અરે, મારા જેવો યે ટપલી મારી જાય !

અરે ભાઈ ! ગમે તે વિષયો પર લખવાથી સાક્ષર નથી થવાતું. સાક્ષરે ભાષાની સેવા કરવી જોઇએ.—ગાંધીજીએ ગૂજરાતી ભાષાને સમૃદ્ધ કરી નથી, એમ ?

સમૃદ્ધ ભલે કરી. પણ સાક્ષર ભાષાનો અભિમાની અને પ્રચારક હોય.—ગાંધીજી એવા નહિ તો કોણ ? વાતચીતમાં કે ભાષણમાં કે લખાણમાં અક્ષરે અક્ષરે એ ગુણો પ્રગટ થતા નથી ? ગૂજરાતીના વાહનથી ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી આપવાના બિરદવાળી ગૂજરાત વિદ્યાપીઠ એ બધા ઉપર ધ્વજરૂપે વિરાજતી નથી ?

પણ સાક્ષર તો તે જેનું હ્રસ્વ દીર્ઘનો ગોટાળો જુએ કે કાળજું કપાય.—ગાંધીજીનું ઘડાએલું કાળજું એમ કપાઈ તો નથી ગયું, પણ રાજ્યતંત્રમાંથી તેમજ ભાષાતંત્રમાંથી અંધાધુંધી કાઢવા વિષે એમનો કેટલો આગ્રહ છે એના સાક્ષી નરહરિભાઇ છે, જેમની પાછળ તેઓ જોડણીકોશ બહાર ન પડયો ત્યાં સુધી 'ઘોકો ને ધુણુકી' લઇને સતત મંડેલા.

એ બધું ગમે તેમ હો. સાક્ષર હોય તે ગાંધીજીની પેઠે ચળવળ કરવા ન લખે, તે તો ભાષાને બહેલાવવા ખાતર જ લખે. ભાષાની અવ્યભિચારિણી ભક્તિ કર્યા વિના સાક્ષરપદ સહેલ નથી. ઘડીમાં રાજા સાથે આથડવું, ઘડીમાં અભણ ખેડૂતો કે ઢેડભંગી ભેગા નાચવું, ઘડીમાં ભજન ગાવાં ને ગીતા પઢવી, અને વચ્ચે કયારેક ભાષા તરફ ભક્તિ બતાવી લેવી—એમ સાક્ષર નથી થવાતું. સાક્ષરનો આવો અર્થ હોય તો ગાંધીજી સાક્ષર ન ગણાય એ જ સારું. પણ તો તો પછી સાક્ષરસભા સૂની મૂકીને, સ્વીકારાએલા સાક્ષરોને પણ રસ્તો માપવો પડશે—કોઇને વકીલાતમાં જીવ હશે તેથી, કોઇને વેપારમાં, કોઇ ને ચાકરીમાં, કોઇને બીજી કંઈ જંજાળમાં તેથી.

પરંતુ ગાંધીજીએ સાક્ષરની વ્યાખ્યા જુદી બાંધી છે. આ દેશમાં મોટો ભાગ ગામડાંઓમાં વસે છે. ત્યાં નિરક્ષર છતાં અનુભવજ્ઞાન સમજનારાં સંખ્યાબંધ માણસો અને સ્ત્રીઓ વસે છે. તેમને મોઢે ચડી જાય એવું, તેમને ચડાવે ને પ્રસન્ન કરે એવું સાહિત્ય જે સર્જે તે સાચો સાક્ષર.

હવે ગાંધીજીને સાક્ષરો સાક્ષર તરીકે સ્વીકારે કે ન સ્વીકારે એની લપ જવા દઈએ. પણ કેટલાંક વર્ષ પહેલાં અમદાવાદમાં સાક્ષરશિરોમણિ કવિવર રવીંદ્ર પધાર્યા હતા. તેમણે જાહેર સભા

સમક્ષ પોતાના દિવ્ય કંઠથી કાવ્યનીતરતી અંગ્રેજી ભાષામાં રચેલું ભાષણ વાંચ્યું. શ્રોતાઓ સૂર અને દર્શનથી મુગ્ધ થયા, અને અર્થ ન સમજાવાથી અનુવાદની માગણી કરવા લાગ્યા. તે વખતે સભામાં પ્રખર સાક્ષરો વિદ્યમાન હતા. તેમણે શું કહ્યું? એક કહે: 'એ તો કાવ્ય કહેવાય, એનું ભાષાન્તર તે કંઇ ખાવાના ખેલ છે?' બીજો કહે: 'રાત્રે ઘેર લઇ જાઉં, શાન્ત ખૂણામાં બેસી આખી રાત મથું તો મૂળને મળતું કંઇક ગૂજરાતી માંડ ઉતારી શકાય.' એક ત્રીજા સાક્ષર બહુ ઊંચી પંક્તિના હતા, તેમણે તો બિચારા નિરક્ષર અથવા નિરંગ્રેજી લોકોનું મોઢું જ તોડી લીધું: 'આ ભાષણ સમજવું હોય તો જાઓ, અંગ્રેજી ભણી આવો!' એ જ ક્ષણે ગાંધીજી સભામાં આવી પહોંચ્યા. લોકોની વાજબી જિજ્ઞાસા તેમણે જાણી, કવિવર પાસેથી કાગળ લઇને વાંચી ગયા, ને તેના અનુવાદમય સરસ ભાષણ પીરસીને લોકોને સંતોષ પમાડ્યા.

3

## કૃપાગ્નિ

બાપુને વિષે એક સમજણ એવી છે કે તેઓ પ્રેમ ને અહિંસાનો નિરંતર જાપ જપ્યા કરે છે એટલે વેવલા જેવા હશે.

એવી સમજણમાં ઘણા ગરજુઓ તેમની પાસે ગરીબાઇ ગાઇ દાન માગે છે. કોઈ ગરીબ બ્રાહ્મણની છોકરીનો કન્યાકાળ જાય છે ને તેને પાંચસો રૂપિયા ન મળે તો સંન્યાસ લેવો પડે એમ છે. કોઇના માથા ઉપર હજાર રૂપિયાનું કરજ ભમે છે ને તે અમુક મુદતમાં ન પતાવી શકે તો તેને અફીણ ઘોળ્યે છૂટકો છે. બાપુની ટપાલમાં આવા કાગળો વખતોવખત આવે છે. એ બિચારા જાણે મહાત્મા ગાંધી તો દયાનો અવતાર રહ્યા, આખા જગતને તારવા નીકળ્યા છે તો અમ ગરીબની ધા નહિ સાંભળે?

આ તો અતિ સ્વાર્થી ને અજાણ્યા માણસોની વાત થઈ. પણ બાપુના ભક્તો યે કેટલીક વાર તેમની દયા ઉપર મદાર બાંધે છે ને આખરે ભરમ ભાગે છે ત્યારે દયાના મૃદુ ઓશિકાને બદલે કડકાઇના કઠણ પથ્થર ઉપર માથું અફાળી બેસે છે ! એક ભક્તને પોતાને તો પરણવાની બિલકુલ ઇચ્છા નથી, પણ હઠે ચડેલી માનાં આંસુ તેનાથી ખમાતાં નથી. અથવા તો એક બીજા ભક્તને યે લગ્ન કરવા વિષે અંગત આગ્રહ જરાયે નથી, પણ કોઈ ભલી બાળા તેના સિવાયના બધા પુરુષોને વિષે 'નાના એટલા ભાઇ ને મોટા એટલા બાપ' એવી ટેક લઇ બેઠી છે ! હવે આ ભક્તો શું કરે ? એમના પોતાના કોમળ આત્માઓ તો ગરીબડી માતા અથવા પેલી ભલી બાળા પ્રત્યે દયાથી પીગળી ગયાં છે. બાપુની સંમતિ મેળવ્યા વિના જિંદગીનું આવું અગત્યનું પગલું ભરાય નહિ જ. દયા, આર્દ્રતા, ઔદાક્ષિણ્યના અવતારસમા બાપુ સંમતિ આપ્યા વિના ન જ રહે એવી તેમના અંતરાત્માઓ સાક્ષી પૂરે છે. તેઓ બાપુને પત્રો લખે છે. તેમને તરત જવાબ મળે છે—દયાહીન, માયાહીન, કોરો ને કડકડતો: "તમારે તમારું બ્રહ્મચર્યવ્રત પાલન કર્યે જ છૂટકો. આમાંથી ચલિત થાઓ તો આપણે બોલ્યાવહેવાર નથી એમ સમજજો."

ખોડાં ઢોર પ્રત્યેની દયાથી ગાંધીજી ન પલળે એવું હોય ?—એમ કહી જેટલા પાંજરાપોળવાળા એમની પાસે ગયા તે નિરાશ થઇને પાછા પડયા. ભેંસ પણ પ્રભુનું બનાવેલું પ્રાણી છે ને તેથી ગાંધીજીની દયાને પાત્ર હોય જ, એમ ધારી તેની વકીલાત જેમણે કરી તેઓ પણ ગાંધીજીની વિષમ ભાસતી ગોરક્ષાથી નિરાશ થયા. ગાયની હિંસા કરનાર મુસલમાન ઉપર ગાયની દયાથી પ્રેરાઇ ગાંધીજી જરૂર દ્વેષ કરશે એવી ગણતરી જેમણે કરી તેઓ પણ

નિરાશ થયા. જોનારાઓ તો જોઇ ગયા કે ગાંધીજી પાસે વેવલાવેડા નથી; દયા, પ્રેમ, અહિંસા છે, પણ તે તો ગણુતરીને કાંટે ચડેલાં, પૂરેપુરાં શાસ્ત્રશુદ્ધ—સાયંટિફિક.

અથવા પારકી વાત શું કરવા? મેં પોતે જ માન્યું કે બાપુનો સંઘ આખી ગૂજરાત વિંધી થાકયોપાકયો સુરત જિલ્લા સુધી આવ્યો છે; ગામગામનાં પાણી પીતો, કયાંક કાચું કયાંક કોરું ખાતો આવ્યો છે, તો સુરતની બહેનોના હાથની ઝીણી રોટલી ખવડાવું. ગામડાં ગામમાં વેળા–કવેળા દૂધ કયાંથી મળ્યું હોય! મારી નજર સામે બાળ ને જયન્તિ, કાન્તિ ને પૃથુરાજ જેવા હતા. ધાર્યું કે બાપુના છોકરાઓને ગમે તેમ કરી દૂધ આપીએ જ. કલ્યાણજી બાદશાહે સુરતથી મોટરમાં દૂધ ગામડે પહોંચાડવાની તજવીજ કરી. બાપુના છોકરાઓને કંઇક મોસમનાં ફળ તો ચખાડવાં જ જોઇએ ને? મુંબઇથી કરાંડયા મંગાવીને ન ખવડાવીએ, પણ કોઇક પોતાની વાડીમાંથી ભેટ ધરે એવી તજવીજ કરીએ તો વાંધો નહિ એમ માન્યું. દૂધ મોટરમાં આવ્યાની બાપુને જાણ થઇ. તે પછી એરથાણ ગામના રમ્ય આંબાવાડિયામાં શું થયું તે હું વર્ણવી નથી શકતો. ભટગામનું ભાષણ તો માત્ર તેની છાયા જ છે. એ અતિ પાવક પ્રસંગ હતો. સાક્ષાત્ જવાળામુખી ફાટયો હોય એટલી આગ વરસી. બાપુના સંઘની વેવલી બરદાસ્ત કરી બાપુની સેવા કરવાની મેં મરજી કરી. મેં યે એમને વેવલા જ લેખ્યા હશે ત્યારે ને! વેવલાને બદલે મને વજ્ર સમા કઠોર અને અંગારા સમા આકરા બાપુનાં દર્શન થયાં. એ, પ્રેમને નામે બજારમાં ઓળખાતો વેવલો પદાર્થ નહોતો. પણ એ ક્રોધાગ્નિ યે નહોતો. એ હતો ધખમખતો કૃપાગ્નિ, કરુણાનલ અથવા અનુભવી ભક્ત ગાઇ ગયો છે તે 'પ્રેમપંથ પાવકની જ્વાળા!' તેથી તેમાં હું બળી ગયો નહિ પણ મારા ગજાજોગો શોધાયો.

જુગતરામ દવે

## ત્રણ પવિત્ર પ્રસંગો

### ૧

### એ પ્રેમશૌર્યની પ્રતિમા

સને ૧૯૧૩નો ડિસેમ્બર માસ હતો. તારીખ સ્મૃતિમાં નથી. દક્ષિણ આફ્રિકાની લડતમાં ત્રણ માસની જેલ ભોગવી ડરબાન જેલમાંથી હું છૂટયો. ડરબાનમાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓના દાદા પારસી રૂસ્તમજી શેઠનું ઘર લડતનું કેન્દ્રસ્થાન હતું. હું ત્યાં ગયો. દક્ષિણ આફ્રિકાના હિંદીઓ જેને 'ભાઈ' નામથી બોલાવતા અને ફિનીક્સ સેટલમેન્ટમાંના રહીશ જેને 'બાપુજી' કહેતા એવા બાપુજીનાં એક ફકીરના વેશમાં દર્શન કર્યાં. પગે પડયો. મુક્ત હાસ્ય સાથે બરડામાં એક થપ્પડ મળી. અમૃત જેવી લાગી. હું તેમ જ સાથેના બીજા ભાઈઓ ત્યાંનું વાતાવરણ જોઇ આશ્ચર્ય પામ્યા. બાપુજીને સવા વરસની સજા થયેલી. તેમાં સવા માસ તો પૂરો થયો નથી એટલામાં બહાર ક્યાંથી? અને કોટ-પાટલૂન છોડીને આ ફકીરના વેશમાં કેમ? પણ તરત જ જાણ્યું કે દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની હિલચાલ સમગ્ર હિંદી કોમમાં ફેલાયાથી તેમાં ત્યાંના હિંદી ગિરમિટિયા મજૂરો પણ સામેલ થયા. આવા ગરીબ મજૂરો ઉપર ત્રાસ વર્તાવી તેઓને દાબી દેવાના હેતુથી સરકારે આઠેક હિંદી મજૂરોને ગોળીબારથી ઠાર કર્યા. આમ છતાં પણ શાન્તિથી સત્યાગ્રહની લડત ચાલુ જ રહી. ત્યારે ત્યાંની યુનિયન સરકારે હિંદી સરકારની ભલામણથી હિંદીઓની

વાજબી માગણીઓની તપાસ કરવાને એક કમિશન નીમ્યું. તે કમિશનની ભલામણથી પૂ૦ ગાંધીજીને, મિ૦ પોલોકને અને મિ૦ કેલનબેકને છોડી મૂકવામાં આવ્યા. મારા આવ્યાના બે જ દિવસ પહેલાં બાપુજીને છોડેલા. ઓરેન્જ રિવર ફ્રી સ્ટેટની એક જેલમાંથી પરબારા તે પોતે ડરબાન આવેલા. લડતની સ્થિતિથી માહિતગાર થઈ સરકારના જુલમ વિષે બધું જાણ્યું. આઠ ભાઈઓનાં ખૂન સરકારે કર્યા તે જાણી તે સંતનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો. જ્યાં સુધી ખૂન થયેલા ભાઈઓના દુઃખના મૂળરૂપ ત્રણ પાઉંડનો માથાવેરો નાબૂદ ન થાય ત્યાં સુધી દિવસમાં એકટાણું જ ફળાહાર કરવો, અને શોકમાં પહેરાતો મદ્રાસી પહેરવેશ પહેરવો: આવાં બે વ્રત બાપુજીએ લીધાં. હું છૂટ્યો તે દિવસે મરણ પામેલા ભાઈઓનાં આપ્તજનોને મળવાને ત્યાં બોલાવેલાં. ઓફિસની પાછળના એક ખુલ્લા ચોકમાં આ ભાઈબહેનો શોકગ્રસ્ત બેઠાં હતાં. થોડો સમય થયો ને બાપુજી ઊઠ્યા. મિ૦ લાજરસ નામના એક મદ્રાસી ભાઈને પોતાના દુભાષિયા તરીકે સાથે લીધા. હું પણ પાછળ પાછળ ગયો.

ગાંધીરાજાને ( દક્ષિણ આફ્રિકાના હિંદી મજૂરો બાપુજીને ગાંધીરાજાના નામથી જ ઓળખતા અને બોલાવતા ) આવતા જોઈ રડકકળ કરતાં સર્વ ઊભાં થયાં. એક બહેન, જેનો નિર્દોષ પતિ જુલમી સરકારની પોલીસની બંદૂકથી મરણ પામ્યો હતો, તે એકદમ આગળ ધસી આવી ગાંધીરાજાને ચરણે લોટી પડી, અને પોતાનાં વિલાપઅશ્રુથી ગાંધીરાજાનાં ચરણોને ભીંજવ્યાં.

આટલું જ બસ હતું! તે સમયે મેં શું જોયું? કંઈક અવનવું જોયું. ભગવાન બુદ્ધ કે ક્રાઇસ્ટના જીવનમાં વાંચેલું–સાંભળેલું, પણ જોયેલું નહિ તે અહીં જોયું. સેંકડો વર્ષોની ગુલામી–પરતંત્રતા અને ભૂખના દુઃખથી પિડાયેલી, મારફાડ અને લૂંટથી દીન

બની ગયેલી, ચીંથરેહાલ દયાજનક દશામાં ઊભેલી એક અશ્રુપૂર્ણ જીવન્ત મૂર્તિ સામે તેના ખભા ઉપર પોતાના બન્ને હાથ ટેકવી તેને ઉદ્ધારનાર કોઇ અલૌકિક પુરુષને ઊભેલો મેં જોયો. દુઃખી, દીન હિંદમૈયાની અશ્રુપૂર્ણ આંખો તરફ તેણે એકટશે જોયા જ કર્યું. વાતાવરણ સાવ શાન્ત હતું. અપૂર્વ પવિત્રતા, ગંભીરતા, દુઃખ અને તે સાથે જ્વલંત પુણ્યપ્રકોપ તે વાતાવરણમાં ભર્યા હતાં. તે પ્રેમશૌર્યની પ્રતિમાએ હિંદમાતાનાં સકળ દુઃખનાં દર્શન ત્યાં કર્યાં. આંખોમાં અશ્રુના મોતિયા તરી આવ્યા. આખરે મૃદુ સ્વરે તે પુરુષ બોલ્યોઃ

"બહેન ! રો મા. તને વિધવા બનાવનાર હું છું. હું મારું માથું તારા ખોળામાં મૂકું છું. મને માફ કર. તારો પતિ અમર થયો છે. દેશની સેવામાં જુલમીઓના હાથે તે માર્યો ગયો છે. છતાં તે અમર છે. બહેન ! છાની રહે, રડ નહિ. આ દુઃખનો અંત કંઇ એમ આવવાનો છે ? મારી હજારો બહેનો, દીકરીઓ અને મારી બૈરી તારી જેમ વિધવા થશે ત્યારે જ આ દુઃખનો અંત આવશે."

તે પુરુષે માતાનાં આંસુ લૂછયાં, માતાને નમ્યો અને ત્યાંથી ખસી બીજાની તરફ ગયો.

હું તો સ્તબ્ધ થઇ ઊભો જ રહ્યો. અવળો ફરી મારી આંખનાં આંસુ લૂછી નાખ્યાં. હું જાગૃત હતો કે સ્વપ્નામાં હતો તેની ખાતરી કરી. ખરેખર, ભગવાન બુદ્ધ અને ક્રાઇસ્ટ વિષે જેવું વાંચ્યું હતું, સાંભળ્યું હતું, તેવું જ કાંઇ મેં મારી સગી આંખે જોયું.

બહેનને આશ્વાસન મળ્યું, અને તેને શાન્તિ વળી. હું પણ પ્રસંગનું સ્મરણ કરતો પાછળ પાછળ ફર્યો.

## ૨

## "ઠીક, ત્યારે હું જેલ જવા તૈયાર છું."

સને ૧૯૧૩નો ઓગસ્ટ માસ હતો. સ્વર્ગસ્થ ગોખલેજી આગલી સાલ દક્ષિણ આફ્રિકામાં આવી ગયેલા અને ત્યાંના પ્રધાનોને મળીને દક્ષિણ આફ્રિકાના હિંદીઓ વિષે ઘણી વાટાઘાટ કરેલી. પ્રધાનોએ શ્રી. ગોખલેજીને ખાતરી આપી હતી કે ગિરમીટમાંથી છૂટા થઇ ત્યાં રહેવા ઇચ્છતા હિંદીઓ ઉપરનો ત્રણ પાઉંડનો માથાવેરો નાબૂદ કરવામાં આવશે. તેમના ત્યાંથી વિદાય થયા બાદ જાણે કે તેમને આપેલું વચન વિસરાઇ ગયું હોય તેમ થયું. પ્રધાનોએ પાછળથી ગોટા જ વાળ્યાઃ 'એ તો ગેરસમજ થયેલી,' 'વચન તો આપ્યું જ નથી,' 'અમારાથી બનતું કરવાનું કહ્યું હતું, અને અમે હિંદી કોમનું ભલું કરવાનો પ્રયત્ન કરીએ જ છીએ,' વગેરે સંદિગ્ધ વચનોથી સરકારે પ્રજાને ફગાવવા માંડી.

એટલામાં કેપટાઉનમાં રહેતા એક હિદી ભાઈ હિંદમાં આવેલા તે પોતાની સ્ત્રીને સાથે લઇ પાછા ફર્યા. ભાઈ તો કેપ કોલોનીના કાયદેસર રહીશ હતા જેથી તેમને દાખલ કર્યા, પણ તેમની સ્ત્રીને રજા ન આપી. 'પુરુષ જે દેશનો કાયદેસર રહીશ હોય તેની સ્ત્રી પણ તે જ દેશની હકદાર રહીશ ગણાય,' એ ધોરણે આ સંબંધી કેપટાઉનની હાઇકોર્ટમાં કેસ ચાલ્યો. કેસના અંતે ત્યાંના વડા જજે સરકારની પ્રેરણાથી ચુકાદો આપ્યો કે 'ખ્રિસ્તી ધર્મના નિયમાનુસાર જે લગ્ન સરકારી કોર્ટમાં નોંધાયેલું હોય તે જ લગ્ન કાયદેસર ગણી શકાય. આ લગ્ન કોઇપણ કોર્ટમાં નોંધાયેલું હોવાનો દાખલો રજૂ નહિ હોવાથી આ લગ્ન ગેરકાયદેસર ગણાય અને તેથી સ્ત્રી તેના કહેવાતા પતિની કાયદેસર પત્ની ગણી શકાય નહિ. આવા કારણે આ સ્ત્રી કેપ કોલોનીમાં વસવાને હકદાર નથી.'

આ ચુકાદામાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો સદંતર નાશ થતો પૂ૦ ગાંધીજીએ જોયો. તે ચુકાદા મુજબ હિંદી ધર્મોને આધારે જે લગ્નો થયાં હોય તે લગ્નો, પરણેતર સ્ત્રી અને તેવી સ્ત્રીથી ઉત્પન્ન થયેલાં સંતાન પણ ગેરકાયદેસર ગણાય. ગેરકાયદેસર સંતાન પોતાના બાપનો વારસ ન જ ગણાય. એટલે ત્યાં વસતા હિંદીઓની કરોડોની મિલકત બિનવારસી ઠરાવી તેને પચાવી પાડી હિંદી પ્રજાને દક્ષિણ આફ્રિકામાંથી હાંકી કાઢવા ત્યાંની સરકારને વિલંબ ન થાય. આ રીતે ત્યાંની સરકારે ભારે પ્રપંચની શરૂઆત કરી.

આ ઉપરાંત આ ચુકાદાથી હિંદી સ્ત્રીત્વનું અને હિંદી ધર્મોનું પણ અપમાન થતું હતું. આ સ્થિતિમાં હિંદી સ્ત્રીઓ પણ ભવિષ્યની લડતમાં સામેલ થઈ શકે એમ ગાંધીજીએ જોયું.

તે જ માસમાં એક દિવસ સવારે નવ વાગ્યાના સુમારે ફિનીકસ સેટલમેંટમાં, જ્યાં અમો સર્વ રહેતા હતા ત્યાં પૂજ્ય બાપુજી, બા અને હું એમ ત્રણ જણ રસોડામાં કામ કરતાં હતાં. બા રોટલી વણતાં હતાં, હું રોટલી શેકતો હતો, બાપુજી ફાલતું કામ કરતા હતા. કામ કરતાં કરતાં બાપુજીએ એકદમ બાને પૂછયુંઃ

"તેં જાણ્યું કે?"

"શું?"

"આજ સુધી તું મારી સ્ત્રી હતી. હવે તું મારી સ્ત્રી ન રહી."

"એવું વળી કોણે કહ્યું? તમે તો રોજ નવા નવા નુકતા શોધી કાઢો છો!"

"હું ક્યાં શોધી કાઢું છું? પેલો જનરલ સ્મટ્સ કહે છે કે ખ્રિસ્તી લગ્નની જેમ આપણાં લગ્ન કોર્ટમાં નોંધાયેલાં નથી માટે તે ગેરકાયદેસર ગણાય. અને તેથી તું મારી **પરણેતર** ગણાય નહિ, પણ **રખાત** ગણાય."

" કહ્યું એણે એનું માથું ! એ નવરાને આવું આવું ક્યાંથી સૂઝે છે ? "

" પણ હવે તમે બૈરાં શું કરશો ? "

" અમે વળી શું કરીએ ! "

" અમે લડીએ છીએ તેમ તમે પણ લડો. મારી પરણેતર થવું હોય અને રખાત ન થવું હોય, તેમજ તમારી આબરૂ તમને વહાલી હોય તો તમે પણ અમારી જેમ સરકાર સામે લડો. "

" તમે તો જેલમાં જાઓ છો ! "

" તું પણ તારી આબરૂ ખાતર જેલમાં જા. "

" હં, જેલમાં ! બૈરાંથી વળી જેલમાં જવાય ? "

" કેમ ન જવાય ? પુરુષ જે સુખદુઃખ ભોગવે તે સ્ત્રીથી કેમ ન ભોગવાય ? રામની પાછળ સીતા ગઇ, હરિશ્ચંદ્રની પાછળ તારામતી ગઇ, નળની પાછળ દમયંતી ગઇ અને જંગલમાં અનહદ દુઃખ ભોગવ્યાં. "

" એ તો બધાં દેવ જેવાં ! એમને પગલે ચાલવાની આપણી શક્તિ ક્યાં ? "

" એમાં શું ? આપણે પણ તેમની જેમ વર્તીએ તો તેમના જેવાં થઇ શકીએ, દેવ થઇ શકીએ. રામના કુળનો હું અને સીતાના કુળની તું. હું રામ થઇ શકું અને તું સીતાયે થઇ શકે. સીતા રામની પાછળ ન ગઇ હોત અને મહેલમાં બેસી રહી હોત તો તેને કોઇ સીતામાતા ન કહેત. તારામતી હરિશ્ચંદ્રના સત્યવ્રત ખાતર વેચાઇ ન હોત તો હરિશ્ચંદ્રના સત્યવ્રતમાં ખામી રહેત, તેને કોઇ સત્યવાદી ન કહેત અને તારામતીને સતી પણ કોઇ ન કહેત. દમયંતી નળની પાછળ જંગલનાં દુઃખ સહેવામાં સામેલ ન થઇ હોત તો તેને પણ કોઈ સતી ન જ કહેત. તેમ હવે તારે તારી આબરૂ સાચવવી હોય, મારી પરણેતર થવું હોય અને રખાત હોવાના

કલંકમાંથી મુક્ત થવું હોય તો સરકાર સામે લડ અને જેલમાં જવા તૈયાર થા. ”

બા તો ચૂપ રહ્યાં. હું તો જિજ્ઞાસાથી જોઈ રહ્યો કે બા શું જવાબ આપે છે. આ બધું સાંભળવામાં મને તો મજા પડતી હતી. એટલામાં બા બોલી ઊઠયાં:

“ ત્યારે તમારે મને જેલમાં મોકલવી છે ? હવે એટલું જ બાકી છે. ભલે. પણ જેલનો ખોરાક મને માફક આવશે ? ”

“ જેલમાં ફળાહાર કરજે.”

“ સરકાર જેલમાં ફળ આપશે ? ”

“ ફળાહાર ન મળે ત્યાં સુધી ઉપવાસ કરજે. ”

“ ઠીક, એ તો તમે મરવાનો રસ્તો બતાવ્યો ! અને મને લાગે છે કે હું જેલમાં જઈશ તો જરૂર મરી જઈશ. ”

“ અને એ જ હું ઇચ્છું છું. તું જેલમાં મરી જઈશ તો જગદંબાની જેમ હું તને પૂજીશ. ”

“ ઠીક, ત્યારે હું જેલ જવા તૈયાર છું.”

બાપુજી તો ખૂબ હસ્યા. તેમને ખૂબ આનંદ થયો. બા સહેજ બહાર નીકળ્યાં તે લાગ જોઈ બાપુજીએ મને કહ્યું: “ બાની ખૂબી આ જ છે કે તે મારી ઇચ્છાને મને કે કમને અનુસરે છે. ”

બાપુજી તો આ વાક્ય પોતાના ગૃહસ્થાશ્રમના ધર્મને અંગે બોલ્યા. પણ તેમની ઇચ્છાનુસાર બાના વર્તનથી હિંદી સ્ત્રીઓના ઉદ્ધારનાં દ્વાર ખુલ્લાં થયાં અને આજ હિંદમાં જે સ્ત્રીશક્તિની પવિત્ર અને પ્રચંડ જ્વાળા પ્રગટી નીકળી છે તેનું બીજ તે પ્રસંગે રોપાયું, એમ મને લાગે છે.



## ૩

## દાસાનુદાસ

સ્વર્ગસ્થ દેશભક્ત ગોખલેજી સન ૧૯૧૧માં દક્ષિણ આફ્રિકામાં આવી ગયેલા. તેનાં કેટલાંક સ્નેહસ્મરણો સુંદર છે. હું તો હાજર નહોતો, પણ શ્રી. ગોખલેજીની દક્ષિણ આફ્રિકામાંથી વિદાયગીરી પછી એક દિવસ રાત્રે ફિનિકસમાં પ્રાર્થના કર્યા બાદ અમે વાતોએ વળગ્યા. શ્રી. ગોખલેજી વિષે વાત ચાલી. તે વખતે પૂ૦ બાપુજીએ પોતે હૃદયના ઊમળકાથી નીચેનો રમૂજી અને સ્નેહરસભીનો પ્રસંગ વર્ણવ્યો. પ્રસંગની અંદરની વસ્તુ સચવાઈ છે; વર્ણનમાં કાંઈક ફેરફાર માટે ક્ષમા યાચું છું.

"દક્ષિણ આફ્રિકામાં ગોખલેજીએ પગ મૂકયો ત્યારથી પોતાની જાતને તેમણે મને જ સોંપી દીધી. નાનું બાળક પોતાની માને પોતાની સર્વ ચિંતા સોંપી દે છે તેમ તે પોતાની સહેજ પણ ચિંતા નહોતા કરતા. તેમની અંગત દેખરેખ મારે રાખવી, તેમનો કાર્યક્રમ મારે રચવો અને અમુક પ્રસંગે શું બોલવું તે પણ મારે સૂચવવું. આ કારણથી તે મને ઘણી વખત પ્રેમથી 'મારો ધોબી,' 'મારો હજામ,' 'મારી પથારી પાથરનાર,' 'મારો રસોઇયો,' 'મારો રક્ષક,' વગેરે ઉપનામથી બોલાવતા. નજીવી બાબતમાં પણ મારી રજા માગે. હું ખૂબ કામમાં હોઉં તોપણ મને બોલાવે અને પૂછે કે 'મારે એક નારંગી ખાવી છે તે ખાઉં?' હું કહું કે 'તેમાં મને શું પૂછો છો? ઇચ્છા હોય તો ભલે ખાઓ.' ત્યારે ગંભીર ભાવે જવાબ આપે: 'અરે, હું તો મારી જાતને તને સોંપી બેઠો છું.!'

"એક દિવસ પ્રિટોરિયામાં એવું બન્યું કે તેમની તબિયત સારી નહિ હોવાથી ફળાહાર સિવાયનો બીજો ખોરાક મેં બંધ કર્યો.

અને ફળાહારમાં પણ ગણુતર ફળ આપું. તેમને ભૂખ લાગે અને મને બોલાવે. ગુસ્સાનો દેખાવ કરી મને ધમકાવે: 'મને ખબર નહોતી કે તું આવો નગુણો હોઈશ. બનારસની કોંગ્રેસ વખતે મેં તારી કેવી કાળજી રાખી હતી અને એક માસ સુધી મિષ્ટાન્ન જ જમાડ્યાં હતાં. પણ બદલામાં અહીં તું તો એક કેળું પણ વધારે આપતો નથી અને મને ભૂખે જ મારે છે. અને પાછો સેવાવૃત્તિનો અને સાધુતાનો ડોળ કરે છે.'

"હું કહું: 'હું ક્યાં ના કહું છું? જોઈએ તેટલાં ખાઓને.'

"ત્યારે કહે: 'નહિ, તારે આપવું હોય તો આપ, મને લેવાની કંઈ દરકાર નથી.'

"આ દિવસોમાં પ્રિટોરિયાનું ખાણું (Dinner) હતું. ત્યાં ઘણા પ્રસિદ્ધ પુરુષો આવવાના હતા. અનેક જાતની મિષ્ટ વાનીઓ તૈયાર થઈ હતી. એટલે ખાણાના દિવસે સવારે મને પૂછ્યું:

'કેમ ગાંધી, આજે મને બધુંયે ખાવાની છૂટ છે ને?'

'કારણ શું?'

'આજે તો ખાણું છે ને?'

'તેથી શું થઇ ગયું?'

'અરે વાત શું કરે છે? મારા માનમાં ખાણું થાય, ખાણામાં અનેક સ્વાદિષ્ટ વાનીઓ હોય, ભારે મિષ્ટાન્ન હોય અને મારા ખાધા સિવાય ચાલે? આજે તો રજા આપવી જ પડશે.'

'હું તો રજા નહિ આપું. તમારે ખાવું હોય તો ખાજો.'

'વારુ, ઠીક, જા. હું જોઉં છું કે તું કેવી રજા નથી આપતો!'

"સાંજે પાંચ વાગ્યાનો સમય થયો. મોટર આવીને ખડી થઈ. હું તેમની પાસે ગયો. તે તો નિરાંતે વાંચે. મેં કહ્યું:

'મોટર આવી છે, તૈયાર થાઓ.'

'ક્યાં જવું છે?'

'ખાણાનો વખત થયો!'

'મારે કંઈ નથી આવવું. તમે બધા જાઓ.'

"હું સમજી ગયો છતાં બોલ્યોઃ

'તમારા વિના અમે જઈને શું કરીએ?'

'ઘણીએ જાનો વરરાજા વિનાની જતી હશે, તેમ તમે પણ જાઓ.'

"હું તો ચૂપ રહ્યો. વળી પાછો બોલ્યોઃ 'મોડું થશે.'

'ભલે થાય. મારો તો નિશ્ચય છે કે ત્યાં જઈને મને ગમે તે ખાવાની રજા તું ન આપે ત્યાં સુધી મારે અહીંથી ઊઠવું જ નથી.'

"પાંચ તો ત્યાં જ વાગ્યા. પણ તેમણે તો રૂવું પણ ચોર્યું નહિ. અંતે થાકીને મેં કહ્યુંઃ

'ઊઠો હવે, પહેરો કપડાં. તમારી મરજીમાં આવે તે ખાજો.'

'તારી રજા?'

'હા, હા, મારી રજા, ઊઠો.'

'બસ, હવે હું ઊઠીશ. એ તો તું સત્યાગ્રહી રહ્યો એટલે સત્યાગ્રહથી જ તું હારે. જોયો મારો સત્યાગ્રહ? કબૂલ કર કે તું હાર્યો.'

'હા, હા, હું હાર્યો. હું તો સદાયે તમારાથી હારેલો છું.'"

આટલું બોલી બાપુજી શાંત થયા. ઊંડા વિચારમાં પડયા. અને કાંઈ કાંઈ સ્નેહસ્મરણોને યાદ લાવીને બોલી ઊઠયાઃ

"એ તો દાસાનુદાસ છે."

રાવજીભાઈ મણિભાઈ પટેલ



# આત્મશુદ્ધિ

રેંટિયા બારશનો દિવસ પવિત્ર છે. આશ્રમમાં હતો ત્યારે આ ઉત્સવ જુદી રીતે ઉજવાતો. પૂ૰ બાપુનો જન્મદિવસ એટલે આનંદનો દિવસ છે એમ હું ગણતો. જો કે આજે આખા દિવસનો વિવિધ કાર્યક્રમ નક્કી થયો છે તોપણ મનમાં જુદા જ વિચારો ચાલી રહ્યા છે. 'પૂ૰ ગાંધીજી અને જૈનધર્મ,' 'મહાત્માજી અને રાયચંદભાઇ' એ વિષયો પર લખવા ભાઇ ચાંપાનેરીઆએ સૂચવ્યું. પણ આ અંકમાં આવા વિષયો પર ન લખતાં આત્મશુદ્ધિના જે વિચારો મનમાં ચાલે છે તે વિષે લખવા વિચાર્યું છે.

પૂ૰ બાપુજીના જીવનમાં આત્મશુદ્ધિ–ચિત્તશુદ્ધિ, હૃદયશુદ્ધિ–પ્રધાન સ્થાન ભોગવે છે. આશ્રમમાં કે આશ્રમ બહાર જ્યારે ચિત્તને આઘાત પહોંચાડનાર પ્રસંગો બન્યા છે ત્યારે પૂ૰ બાપુ અંતર્મુખ થયા છે, તેમણે પોતાના ચિત્તને તપાસ્યું છે અને તેઓ પોતે એ ઘટનામાં પોતાના ભાગ બદલ પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થયા છે. તેઓ એમ માનતા કે આ દોષો મારા મનમાં રહેલા સૂક્ષ્મ દોષોનું પ્રતિબિંબ છે. આમાંના કેટલાક તો જાહેર પ્રસંગો છે: જેવા કે (૧) ૧૯૨૦ની આખરે મુંબઈના હુલ્લડ વખતે તેમણે ઉપવાસ કર્યા હતા; (૨) ૧૯૨૧ની બારડોલીની લડતની શરૂઆતમાં ચૌરીચૌરાના રમખાણ વખતે ઉપવાસ કર્યા હતા; (૩) હિંદુ–મુસલમાનના હુલ્લડ બાબત દિલ્હીમાં ૨૧ દિવસના ઉપવાસ કર્યા હતા. ખાનગી પ્રસંગોમાં આશ્રમનાં બાલકો તથા મોટેરાઓએ કરેલા દોષો ગણાય. એવે સમયે પણ એમણે પ્રાયશ્ચિત્ત કરી હૃદયનું સમાધાન શોધ્યું છે.

એવા બે પ્રસંગોનું સ્મરણ મને થાય છે અને તે સમયની તેમની મૂર્તિ આંખ સામે આજે તરવરે છે. અમદાવાદના શેઠ પૂંજાભાઇ સાથે ઉપવાસના અઢારમા દિવસે અમે દિલ્હી પહોંચ્યા હતા. ઉપવાસની ગંભીર અસર તો આશ્રમમાં હતો ત્યારથી જ સાંભળી હતી. પૂ૦ બાપુએ ઉપવાસ કરવાનું નક્કી કર્યું એવી ખબર આશ્રમમાં આવી ત્યારે વિદ્યાર્થીઓ વાર્ષિક ઉત્સવ ઊજવવાની તૈયારીઓ કરી રહ્યા હતા. પણ ઉત્સવનું વાતાવરણ બદલાઇને ગંભીર બન્યું. ચોવીસ કલાકના અખંડ રેંટિયા ચલાવવાનું નક્કી થયું અને દરેક આશ્રમવાસી સ્ત્રી-પુરુષ-બાળકે તેમાં ભાગ લીધો. દિલ્હીથી દરરોજ પૂ૦ બાપુના પત્રો આવતા. દરેક કાગળમાં પોતાની સાધના અને કર્તવ્યનો ધ્વનિ હતો. દિલ્હીના રસ્તે તેમની તબિયત વિષે અનેક જાતના તર્કવિતર્ક અમને બન્નેને થતા. ત્યાં પહોંચ્યા અને બાપુને મળ્યા તે વખતે તેઓ બેસીને રેંટિયો કાંતતા હતા. શ્રી. પૂંજાભાઇએ તબિયતના સમાચાર પૂછ્યા. એમની મુખાકૃતિ પર પ્રસન્નતા હતી. એક નાનકડી ઓરડીમાં દિલ્હીના આગેવાનોની હાજરીમાં મોસંબીના રસથી એમણે ઉપવાસનું પારણું કર્યું. પારણા પહેલાં કુરાનમાંથી આયાતો ઉચ્ચારાઈ, ગીતામાંથી 'સ્થિતપ્રજ્ઞ' ના શ્લોકો બોલાયા. પછી ભજન ગવાયું. વાતાવરણ ભવ્ય અને શાંતિપ્રદ હતું. આ સમયની તેમની પ્રસન્ન મુખાકૃતિ નજર સામે આવે છે.

બીજો પ્રસંગ આશ્રમનો છે. આશ્રમનાં બાળકોના દોષોને લીધે તેમણે સાત દિવસના ઉપવાસ કર્યા હતા. સ્વ૦ મગનલાલભાઇએ એ વિષે તેમને વાત કરી. એક દિવસે સવારે પૂ૦ બાપુએ ઉપવાસ કરવાનું નક્કી કર્યું. એ અરસામાં તેઓ વિદ્યાર્થીઓની પ્રાર્થનામાં આવતા હતા તે પ્રમાણે પ્રાર્થનામાં આવ્યા. વિદ્યાર્થીઓને તેમના દોષો વિષે સમજણ આપી અને પોતે ઉપવાસ શરૂ કર્યા છે એવું જાહેર કર્યું. અમે બધા શિક્ષકો

સ્તબ્ધ થઇ ગયા. પછી શ્રી. કિશોરલાલભાઇ સાથે અમે શિક્ષકોએ તેમની પાસે જઇને ચર્ચા કરી, પણ છેવટે અમે હારી ગયા. પારણાના દિવસે વિદ્યાર્થીઓને પ્રેમપૂર્વક ચેતવ્યા. એ સમયનું તાદૃશ ચિત્ર આજે નજર સામે ખડું થાય છે.

કેટલાક આશ્રમના મોટેરાઓના દોષ પ્રસંગે પૂ૦ બાપુએ ઉપવાસ તો નહોતા કર્યા પણ પ્રાર્થનાસમયે જે હૃદયદ્રાવક ઉદ્દ્ગારો કાઢયા હતા અને પછી 'નવજીવન'માં 'મારી શરમ' નામનો લેખ લખ્યા હતો તેમાં હૃદયશોધન જ છે.

લાહોર મહાસભામાં સ્વતંત્રતાનો ઠરાવ પસાર થયો. લડત કેમ ઉપાડવી એને માટે તેઓ ઇશ્વરનો અવાજ સાંભળવા હૃદયમંથન કરી રહ્યા હતા. 'પ્રસવવેદના ભોગવી રહ્યો છું,' એમ એ દિવસોમાં કહેતા. છેવટે આશ્રમવાસી ભાઇઓ દ્વારા લડાઇનું પગરણ માંડવાનું નક્કી થયું. પણ આત્મશુદ્ધિ વગર આ લડત ચલાવાય નહિ, એ વાતનું સ્મરણ હરેક વખતે તેઓ કરાવતા રહ્યા છે. સાબરમતીથી દાંડી સુધી પગપાળા મુસાફરી કરી તે દરમિયાન દરરોજ સવારની ચાર વાગ્યાની પ્રાર્થનામાં આત્મશુદ્ધિનો સૂર ટુકડીના દરેકને સમજાવવાનો પ્રયત્ન કર્યો. 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' દ્વારા જનસમાજને એ જ વાત સમજાવી, મુસાફરીમાં પ્રત્યક્ષ ઘટના ભટગામ, સુરત જિલ્લામાં બની. એ તાજી હોવાથી અહીં લંબાવતો નથી.

આમ પૂ૦ બાપુના જીવનની ચાવી અંતર્મુખતા છે. ઉપવાસ જેવી વસ્તુ એ અંતર્મુખતાનો બાહ્ય પડઘો છે. આમાં કંટાળો, ઉદાસીનતા, ગમગીની નથી, પણ પ્રસન્નતા સાથે ઊંડે છુપાઇ રહેલા દોષોનું શોધન છે. એમનાં નાનાં મોટાં બધાં કામોમાં આ વૃત્તિ જોવામાં આવે છે. એને લીધે પોતાના રજ જેવડા દોષને પહાડ જેવા ગણે છે, અને સામાના રજ જેવડા ગુણને પહાડ જેવા ગણે છે. આટલી બધી શક્તિ છતાં તેઓ પોતાને સત્યશોધક સમજી શૂન્ય થઇને, નમ્ર થઈ તે, જગતમાં રહે છે.

જીવનનાં ઘડતરમાં બીજા અનેક સદ્‌ગુણોની આવશ્યકતા છે. પણ પ્રસંગે પ્રસંગે જે માણસ સમાજ સાથેના સંબંધનો વિચાર કરી પોતાના ચિત્તમાં ઊઠતી ભાવનાઓ, લાગણીઓ, ઇચ્છાઓનું બારીક નિરીક્ષણ કરે છે, શુભ ભાવનાઓ વિકસાવવા અને અશુભનો નાશ કરવા નિશ્ચય કરી પ્રયત્ન કરે છે તે વિકાસ સાધે છે. પોતાનું શોધન કરવાની આવી શક્તિ આપણામાં આવો એવી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

રમણિકલાલ મોદી



## ગાંધીજી : એક દૃષ્ટિ

હું ગાંધીજીને મળવા આવ્યો હતો એ વિચિત્રતા પર મને હસવું આવ્યું. પહેલાં મને એમની દૃઢતા રુચેલી નહિ, પછી મને એમના સિદ્ધાંતો અવ્યવહારુ લાગ્યા, અહિંસા ને ખાદીના પ્રચારમાં થોડીક ઘેલછા પણ જણાએલી. એમને નામે જે સંપ્રદાય ઊભો થયો હતો તેનો આડંબર પણ મને સાલ્યો હતો. ઘણા વખતથી એમના લેખ વાંચવા પણ મેં છોડી દીધા હતા.

પણ હમણાં એકદમ મને આકર્ષણ કેમ થઈ આવ્યું? એમની પ્રવૃત્તિમાં અર્થ કેમ દેખાયો? એમની પાસે રહેવાની, એમના સિદ્ધાંતનાં રહસ્ય જાણવાની, એમની મનોદશા નીરખવાની ઉત્કંઠા કેમ થઈ આવી? શું મને પણ ખાદીટોપી પહેરી તકલી ચલાવ-વાની હોંસ થઇ આવી? શું મારે એક 'બાપુભક્ત' થઇ રહેવું પડશે? અને પડશે તો ફાવશે? હું એમના નિકટ પરિચયમાં

આવ્યો ન હતો. પરિચયમાં આવતાં એમને હું રુચીશ? બીજાનું વ્યક્તિત્વ કચરી નાખવાનો દરેક પ્રબળ માણસનો ગુણ હોય છે. હું એમ વિચાર કરતો આગળ ચાલ્યો.

સામાન્ય રીતે જોતાં ગાંધીજી મહાનોમાં પણ મહાન છે. એ એક મહાન પ્રચારક છે. એ બોલે છે અને લખે છે અદ્દ્ભુત પ્રેરકતાથી. મેરુ પણ ચળે એવું વાક્‌પાટવ એમની વાણીમાં છે, પણ એમાં પટુતા કરતાં હૃદયવેધકતા વધારે છે. એ હૃદયનાં ઊંડાણમાંથી નીકળી સામાના હૃદયને સ્પર્શે છે. ગીતાના શબ્દોનો એમાં કવચિત્ ધ્વનિ સંભળાય છે; બાઇબલની સરળતાને પણ કોઈ વાર સ્પર્શે છે; નિટ્શેની પ્રભાવવાહી પ્રૌઢતા પણ કોઇ વાર જણાય છે. ગાંધીજી માનવહૃદયને સમજે છે, ને શબ્દમોરલીએ નચાવી શકે છે. રૂસોની મૌલિકતા એમનામાં નથી; લેનિનની સર્વગ્રાહી વ્યવસ્થાશક્તિ એમનામાં નથી; પણ બન્નેએ મળી જેટલાંને નચાવ્યાં, તેટલાંને એ નચાવી પરવાર્યા છે. એમનો ત્યાગ વિરલ છે, ને ચારિત્ર્ય નિષ્કલંક છે. એક વૃત્તિ એમની એવી નથી કે જેના પર આધિપત્ય મેળવવા એમણે સતત પ્રયાસ ન કર્યો હોય! યુરોપમાં એમની ત્યાગવૃત્તિની જોડ શોધવા સંત ફ્રાન્સિસ ઑફ એસિસી સુધી જવું પડે. હિંદ જેવી ત્યાગભૂમિમાં પણ એમનાથી કડક વૈરાગી શોધવો જરા અઘરો તો પડે. સામાન્ય રીતે વિરાગીને પોતાના વૈરાગ્યનું અભિમાન હોય છે; પણ ગાંધીજીનો વૈરાગ્ય નિરાડંબરી છે. માનવહૃદયની નિર્બળતા એ સમજે છે અને એક નમ્ર પ્રયોગકારકની દૃષ્ટિ તે સદા ય સેવે છે.

વળી એમનો વૈરાગ્ય શુષ્ક, અરસિક કે અપવાસીઆ નથી; એમાં ગીત, હાસ્ય અને સ્નેહ સમજવાની વિશાળતા છે. ભોગ એમણે છોડ્યા છે, પણ ઉલ્લાસને ત્યાજ્ય ગણ્યો નથી. નીતિનું અસિધારાવ્રત સ્વીકારતાં પણ એમણે ડાહ્યલાપણાને દૂર રાખ્યું

છે. ઉલ્લાસમયતા એમના સ્વભાવનું સુંદર લક્ષણ છે. તેમના હૃદયને ઘણીવાર કષ્ટ થાય છે અને પ્રયત્નથી તે જીતે છે. ઊર્મિઓ તેમને સ્પર્શતી નથી, એવું કહેવાનો ડોળ એ કરતા નથી. તેમ સિદ્ધાર્થની અભંગ અને પ્રશાન્ત ભવ્યતા એ પ્રાપ્ત કરી શક્યા નથી.

ગાંધીજી એક અઠંગ વિપ્લવકારક છે. રજોગુણી પ્રજામાં તો કોઈપણ મહાન પુરુષ વિપ્લવ કરી શકે; પણ તમોગુણી શિથિલતાની કુંભકર્ણીય નિદ્રામાં સૈકા થયાં સૂઈ રહેલા હિંદમાં વિપ્લવદૃષ્ટિ આણવી એ અશક્ય વસ્તુ પણ એ ઘણે અંશે કરી ચૂક્યા છે. એમણે નવાં જીવન ઘડયાં, નવા નવા આદર્શો રજૂ કર્યા છે, જૂનાં મૂલ્યોનું પરિવર્તન કર્યું છે. એમના પ્રતાપે ગંદી ખાદી મખમલથી પણ મોંઘી મનાય છે; અધમ કારાવાસ મહાલય મનાય છે; કાયદાનો ભંગ ગૌરવ અર્પે છે; ભિખારી બનવામાં મોટાઇ લેખાય છે. હિંદ અત્યારસુધી સ્વાતંત્ર્યને ભોગે સ્વાસ્થ્ય સાચવવામાં મોજ લેતું, હવે એમની પ્રેરણાથી સ્વાસ્થ્યને ભોગે સ્વાતંત્ર્ય લેવા નીકળ્યું છે. દુનિયાના બે મોટા વિપ્લવકારકો—રૂસો ને લેનિન. તેમની હારમાં એ આવે. પણ તે બે પણ હિંદમાં વિપ્લવ કરી શકત કે કેમ એ વિષે શંકા અસ્થાને નથી.

વસ્તુનાં નવાં મૂલ્ય આંકે તે મહાત્મા : નવું મૂલ્ય લોકો પાસે સ્વીકારાવે તે પયગંબર. દુનિયાના ઘણા પયગંબરો એમનાં નવાં મૂલ્યને જાતે પ્રજા પાસે સ્વીકારાવી શક્યા નથી. ખ્રિસ્તનાં નવાં મૂલ્ય એના જીવતાં બાર જણ પણ ભાગ્યે સમજ્યા; મહમદનાં મૂલ્ય હજારોએ હૃદયમાં ઉતાર્યાં. એકમાત્ર બુદ્ધે ચાળીસ વર્ષની પ્રવૃત્તિ પછી પોતાનાં મૂલ્ય પાંચ પચાસ હજાર માણસો પાસે સ્વીકારાવ્યાં. ગાંધીજીએ આજે સોળ વર્ષમાં લાખો નરનારીઓને નવાં દૃષ્ટિબિંદુ આપ્યાં છે. બીજાં સોળ વર્ષ જો જીવશે તો શું થશે !

પણ આપણી દૃષ્ટિ એક જુદું જ સ્વરૂપ લે છે. અત્યારે ગાંધીજી એટલે અહિંસા; ગાંધીજી એટલે સત્ય; અને તે માત્ર પ્રવચનોમાં નહિ, હિમાલયની એકલતામાં નહિ, પણ જીવનના બધા પ્રસંગોમાં, રાજકીય જીવનના દુષ્ટ વાતાવરણમાં પણ. અત્યારે એ મહાવ્રતોની મૂર્તિ બન્યા છે. નૈમિષારણ્યના એ સજીવ ને જ્વલંત પ્રતિનિધિ છે; ભગવાન દ્વૈપાયનની માફક પાશવ તોફાનમાં મસ્ત, વિગ્રહવિલાસી પૃથ્વીને આર્યત્વનો મંત્ર શીખવી રહ્યા છે. શરીર એ ભાવનાનું એક શસ્ત્રમાત્ર—એ આર્યસંસ્કારનું રહસ્ય એ શીખવે છે. જીવનમાં ઉતારે છે, પ્રેરે છે. એમની દ્વારા, એમની પડખે ઉભેલા હિંદીવાનો દ્વારા, એ આર્યસંસ્કાર દિગ્વિજય કરવા સંચરી ચૂક્યો છે.

ગઈ કાલનો પોરબંદરી વાણિયો તે આજનો રાષ્ટ્રવિધાયક છે, ને આવતી કાલના જગતની ભાવનામયતાનો પયગંબર છે.

**કનૈયાલાલ મુનશી**



# ત્રણ પ્રસંગો

મહાત્માજી સાથે સહવાસ કરવા હું ભાગ્યશાળી થયો નથી. પણ કેટલીક વાર તેમનાં દર્શન થતાં જે પ્રસંગો મેં જોયા છે તેમાંથી મેં મારી જાત માટે પ્રકાશ મેળવ્યો છે. મહાત્માજીના જન્મદિવસે એનું સ્મરણ કરતાં મને આનંદ થાય છે.

ઇ. સ. ૧૯૨૫માં સોજિત્રામાં પરિષદ હતી. તે પ્રસંગે મહાત્માજી સોજિત્રા પધારે છે એમ સાંભળી સુણાવ વિનયમંદિરના

અમે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ ત્યાં એમને દર્શને જવાનું નક્કી કર્યું. અમે દરેક જણે મહાત્માજીને ભેટ ધરવા માટે સૂતર તથા અમારે આખો દિવસ ચાલે તે માટે ભાથું સાથે લઇ લીધાં હતાં.

સવારના પહોરમાં સોજિત્રા પહોંચ્યા. અમે ચાલતા જ ગયા હતા. થોડીક વાર પછી જે ઘરમાં બાપુજીનો મુકામ હતો ત્યાં અમને લઇ જવામાં આવ્યા. બાપુજી એક ઓરડામાં નાસ્તો કરતા હતા, અને પૂ૦ અબ્બાસ સાહેબ સાથે વાતો કરી રહ્યા હતા

અમે એક વિશાળ ઓરડામાં ગોઠવાઇ ગયા. નાસ્તાપાણીથી પરવારી બાપુજી બહાર આવ્યા એટલે અમે સૌએ ઊભા થઇ તેમને વંદન કર્યું. ને પછી વારાફરતી ઊઠી તેમની આગળ સૂતરની ભેટ ધરી. સૂતર જોઇને એમને ખૂબ આનંદ થયો હતો.

આ વિધિ થઇ રહ્યા પછી એમણે વાત જાણી હશે કે અમે ભાથું લઇને આવ્યા છીએ એટલે ભાથામાં શું શું લાવ્યા છો? ચોપડાં, પુરીઓ ને ભાખરીમાં શો ભેદ છે એની ચિકિત્સા કે। એક પરદેશી માણસ આપણા ખોરાક વિષે જાણવા માટે પ્રશ્નો પૂછી પૂછીને કરે તેમ એમણે કરી. વિનયમંદિર વિષે કેટલીક વાતચીત કરીને એમણે વિદ્યાર્થીઓને ઉદ્દેશીને પૂછ્યું:

'આ સૂતર બધું તમે પોતે જ કાંતેલું છે કે?'

વિદ્યાર્થીઓ: 'હા જી.'

બાપુજી: 'તમે જાણો છો કે આ સૂતર તમે કોને ખાતર કાંતો છો?'

કોઈ શિક્ષક પોતાના વર્ગ પાસેથી આનો ઉત્તર મેળવવા હાથની આંગળી દરેકે દરેક વિદ્યાર્થી ઉપર ફેરવી વળે તેમ ફેરવતાં તેમણે કહ્યું: 'નાના છોકરામાંથી જવાબ જોઇએ.' ત્યાં તો એક નાનો વિદ્યાર્થી ઊભો થયો અને બોલી ઊઠ્યો: 'ગરીબોને ખાતર.'

ઉત્તર સાંભળી ખૂબ સંતોષ થયો હોય તેમ બાપુજી બોલ્યા:

'બરાબર છે. આપણે કાંતીને ખાદી વાપરીએ તો ગરીબ કાંતનાર, પિંજનાર ને વણનારને રોટલો મળે.'

એ વિદ્યાર્થીનું નામઠામ પૂછી કાંતવાના શાસ્ત્ર ઉપર ઊતરી પડ્યા. તેમણે પૂછ્યું: 'તમને ઠરડ કાઢતાં આવડે છે?'

કેટલાકે હા કહી, કેટલાક ચૂપ રહ્યા. એટલે બાપુજીએ બીજો પ્રશ્ન પૂછ્યો: 'ઠરડ શાની શાની નીકળે?'

એક જણ બોલ્યો: 'ત્રાકની.'

બાપુજી: 'બીજા કશાની નીકળે?'

દુનિયાના મહાપુરુષ એવા બાપુજી આગળ વર્ગ ચાલતો જોઈ અજબ ઉત્સાહમાં આવેલા વિદ્યાર્થીઓ અને અન્ય પ્રેક્ષકો આ પ્રશ્ન સાંભળી વિચારમાં પડી ગયા. ત્યાં તો બાપુજી બોલ્યા: 'કેમ ઢાંઢાની નીકળે કે નહિ? ઢાંઢો એટલે બળદ એ તો જાણો છો ના?'

વિદ્યાર્થીઓ હકારમાં હસતા જ હતા ત્યાં તો બાપુજીએ વળી નવો પ્રશ્ન પૂછ્યો: 'બળદની ઠરડ શા માટે કાઢે છે તે જાણો છો ને?'

એક અવાજ આવ્યો: 'તેની પાસેથી કામ લેવા માટે.'

બાપુજી: 'ત્યારે માણસની ઠરડ નીકળે કે નહિ? શિક્ષક–ગુરુની ઠરડ કઢાય કે નહિ? કોઈ શિષ્યે પોતાના ગુરુની ઠરડ કાઢ્યાનો દાખલો તમે જાણો છો?'

આખું મંડળ આશ્ચર્યમાં હસતું જ હતું ત્યાં તો બાપુજીએ આગળ ચલાવ્યું: 'કેમ, અર્જુને શ્રીકૃષ્ણની ઠરડ કાઢેલી કે નહિ?'

બધાય હસી પડ્યા. બાપુએ આગળ ચલાવ્યું: 'તેમ તમે ય તમારા શિક્ષકોની ઠરડ કાઢો એમ હું તમને કહું છું. પણ આ ઠરડ હથોડી, પરોણો કે લાકડીથી નહિ હો! એ શ્રીકૃષ્ણે જ કહ્યું છે તેમ, અને અર્જુને કર્યું છે તેમ,

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया। એ ઠરડ પ્રણિપાતથી, પરિપ્રશ્નથી અને સેવાથી કાઢો. નમ્ર બની તમારા શિક્ષક પાસે જાઓ, સેવા કરીને તેમને રીઝવો અને પછી પ્રશ્નો પૂછી પૂછીને તેમની પાસેથી જ્ઞાન મેળવો!'

જાણે નવો જ પાઠ મળ્યો હોય તેમ બધા રાજી થઈ ગયા. હું તો બાપુજીની શિક્ષણકળા ઉપર મુગ્ધ થઈ ગયો. વિદ્યાર્થીઓએ વિનયમંદિરમાંના પોતપોતાના ઓરડામાં ભીંત ઉપર સૂત્ર ચોડી દીધું:

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।

તમારા ગુરુજીની ઠરડ કાઢો.

૨

એક બીજો પ્રસંગ છે. બાપુજી બોરસદ તાલુકાના પ્રવાસે નીકળેલા. પાળજથી અગાસ જતાં સુણાવના વિનયમંદિરમાં અર્ધો કલાક થોભવાના હતા.

આવવા જોઇએ તે કરતાં કંઇક મોડા આવ્યા. અમે કંઇ કંઈ અટકળો કરવા મંડેલા. છેવટે મોટર વિનયમંદિર પાસે આવીને ઊભી રહી, અને બાપુજી ઊતરીને વિનયમંદિરના ચોગાનમાં એક ઊંચા બાજઠ ઉપર બેઠા. એમની નજર ક્યાંયે બહાર નહોતી. એમના મનમાં કંઇક ખળભળાટ ચાલી રહ્યો હતો. એમની મુખાકૃતિ ઉગ્ર અને ગંભીર હતી. પાછળથી અમે તપાસ કરતાં જાણેલું કે પાળજમાં એવો જ મનને સંતપ્ત કરે એવો પ્રસંગ બન્યો હતો.

થોડીક વારે બાજઠ ઉપરથી ઊઠયા ને વિનયમંદિરને મેડે વિદ્યાર્થીઓને મળ્યા. ત્યાં એ જ ગંભીરતાથી વિદ્યાર્થીઓ સાથે ચોખ્ખાઇ વિષે વાતો કરી.

ત્યારબાદ વિનયમંદિર તપાસવા નીકળ્યા. એક પછી એક વર્ગ તપાસી ચોગાનમાં ગયા તો તેમની નજર કૂવા ઉપર શિક્ષક તેમજ વિદ્યાર્થીઓ હાથે કોસ ખેંચીને બાગને પાણી પાતા હતા ત્યાં પડી. એ જોતાં જ કંઇક ગમ્મત મળી ગઇ હોય તેમ દોડી જઇ બાપુજી વરતને ઝાલી વિદ્યાર્થીઓ સાથે કોસ ખેંચવા લાગ્યા. આ વખતે નાનું બાળક કંઈ ગમ્મત મળવાથી જેવું રાજી થાય ને તેના મોં પર જેવું હાસ્ય છવાઇ રહે તેવું હાસ્ય બાપુજીના મોં પર છવાઈ રહ્યું હતું.

હું તો એ જોઇ જ રહ્યો. મને થયું કે કોઇ ભારે સંતાપને લીધે ગંભીર બનેલ બાપુજી આમ એકાએક બાળકની જેમ હસતાં કૂદતાં કોસ ખેંચવાની ગમ્મત શું કર્યા કરે છે!

પણ બાપુજીની મહત્તા ત્યાં જ છે.

૩

દાંડી પહોંચવાની કૂચનો પ્રસંગ છે. મારા એક દોસ્તે મને કહેલો.

પ્રાતઃકાળે મુકામ ઉઠાવવાની તૈયારી કરી કૂચ કરવા બહાર આવી બાપુજીએ પૂછયું: 'કેમ બધા તૈયાર છો ને? કેટલા વાગ્યા?'

કોઈએ ઘડિયાળમાં જોઇને કહ્યું: 'હજી ત્રણ મિનિટની વાર છે.'

બાપુજીએ મારા દોસ્તને દીવો જરા ઊંચો ધરવા કહી થેલીમાંથી ગીતા કાઢી અને પાઠ કરવા માંડયો.

ત્રણ મિનિટ પૂરી થતાં જ કૂચ શરૂ કરી!

ગોવિંદ ભાગવત

# ગાંધીજી અહિંસાવાદી કે સત્યવાદી?

**મ**નુષ્યજાતિના પ્રારંભથી તે આજસુધીના ઇતિહાસ અને જ્ઞાનવિજ્ઞાનથી સમર્થિત એવા હિંસામય વાતાવરણમાંથી જ જેનો જન્મ થાય છે, હિંસામય સાધનોથી જ જેનું પાલનપોષણ થાય છે, અને હિંસામય કારણોથી જ જેનું મરણ થાય છે એવા હિંસામયેક રાજકારણમાં પણ અહિંસાના આદર્શને આગળ પડતો ભાગ ભજવતો બનાવી ગાંધીજી એક અવનવા "અહિંસાવાદી" તરીકે જગતમાં પ્રખ્યાત થયા છે. ગાંધીજીને જગતમાં જે મહાપુરુષનું સ્થાન મળ્યું છે તે અહિંસાના પરમ પૂજારી તરીકે. એટલે જગત જો અહિંસાને જ ગાંધીજીના પરમ તત્ત્વ કે પરમ સાધન તરીકે ઓળખે તો તે વિચારસંગત અને પ્રમાણપ્રતિષ્ઠિત ગણી શકાય ખરું. પરંતુ, ગાંધીજીની અથેતિ સુધીની વિચારમાળાનું અવલોકન કરતાં સત્ય કાંઇક જુદું જ લાગે છે. અત્યાર સુધીનાં એમનાં અનેક લખાણો અને પ્રવચનો ઉપરથી એમ લાગે છે કે, એમના મને અહિંસા અને સત્ય એ બન્ને તત્ત્વો સમાન પ્રતિષ્ઠાવાળાં છે. એમના જીવનરથના એ બન્ને સમગતિક ચક્રો છે. જીવ કે જગતની મુક્તિના ગંતવ્યસ્થાનને પ્રાપ્ત કરવામાં એ બન્ને ચક્રો સમાનભાવે જ જો વેગવાન હોય તો લક્ષ્યને પ્રાપ્ત કરી શકાય. એ બન્નેમાં એમને ગૌણ–મુખ્ય ભાવ જણાતો નહિ હોય, વેદાંતપરિભાષા પ્રમાણે એમને એમ દ્વૈતવાદી ગણાય; પરંતુ હવે, એ અદ્વૈતવાદી થતા જણાય છે. અહિંસા અને સત્યઃ એ બેમાં એમને ગૌણ–મુખ્ય ભાવની પ્રતીતિ થતી દેખાય છે. અહિંસા અને સત્ય અતિરિક્ત કોઈ ત્રીજું લક્ષ્યસ્થાન

એમને હવે નથી દેખાતું. પરંતુ એ બેમાંથી જ એકને એ પદ આપવાની એમને પ્રેરણા થતી લાગે છે.

યેરવડાના કારાગારની નિર્જન શાન્તિ અને યથેચ્છ સ્થિરતામાં થયેલાં મનન અને નિદિધ્યાસનના પરિણામે જીવનના ૬૧મા વર્ષના ઉત્તરકાળમાં જગતને એ હવે એમ જણાવવા ઇચ્છે છે કે:

"આટલું સૌ કોઇ જાણી લે કે અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે, જેમ સિક્કાની બે બાજૂ અથવા લીસી ચકરડીની બે બાજૂ. તેમાં ઊલટી કઇ અને સુલટી કઇ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ."

આ કથનથી સમજાય છે કે ગાંધીજીને અહિંસા અને સત્યની મીમાંસામાં ખૂબ મૂંઝવણ થઇ છે. એમણે જીવનમાં સૌથી પ્રથમ સત્યનો પરિચય કર્યો અને તેને ઓળખવાનો પ્રયત્ન કર્યો. તે પ્રયત્નમાં અહિંસાનો પરિચય થયો અને તે એક મહાન શક્તિ તરીકે તેમને દેખાઇ. અહિંસાની આરાધના કર્યા સિવાય સત્યનું દર્શન અસંભવિત લાગ્યું. એટલે અહિંસાને પણ સત્યના જેટલું જ મહત્ત્વ એમણે આપ્યું. પરંતુ સત્ય જેટલું સરળ, સ્પષ્ટ અને સુબોધ દેખાયું, અહિંસા તેટલી જ જટિલ, ગૂઢ અને દુર્બોધ લાગી. અહિંસાના કોયડાએ જેટલી વાર ગાંધીજીને મૂંઝવ્યા હશે તેટલી વાર સત્યે નહિ મૂંઝવ્યા હોય. જેટલી સરળતાથી સત્યનું દર્શન થઇ શકે છે તેટલી સરળતાથી અહિંસાનું નહિ થતું હોય.

જેટલો આગ્રહ એ સત્ય વિષે રાખે છે, તેટલો જ અહિંસા ઉપર રાખવા મથે છે. પરંતુ તેમાં એ સફળ થતા હોય એમ નથી લાગતું. અહિંસાની આવી મૂંઝવણે એમને સત્યના વધુ પક્ષપાતી બનાવ્યા છે. અને તેથી એમણે ઉક્ત નિર્ણયમાં અહિંસાની મહત્તાનો પૂરેપુરો સ્વીકાર

કરીને પણ સત્યને તે કરતાં શ્રેષ્ઠ પદ આપ્યું છે. જો અહિંસા એમના મન મહત્તત્ત્વ છે તો સત્ય પરમતત્ત્વ છે. એ બે વચ્ચે એમણે તરતમ ભાવ કે ગૌણ–મુખ્ય ભાવ સ્પષ્ટપણે કલ્પી લીધો છે. અહિંસા અને સત્ય એ બન્ને આર્યર્ષિના પુરાણ મનનાનુસારે આત્મદર્શન માટે સમાન સાધન છે—એ બે વચ્ચે એમને સાધ્ય–સાધનના સંબંધનો પ્રતિભાસ થાય છે, જો કે એ સંબંધને તેઓ અવિનાભાવી જેવો સમજે છે. તેથી એમના દર્શનમાં અહિંસાનો અભાવ તો નહિ જ આવે, પરંતુ એ બેનો સહભાવી સંબંધ પણ નહિ સ્થિર થાય. જ્યાં સત્ય ત્યાં અહિંસા અગર જ્યાં અહિંસા ત્યાં સત્યઃ એવું એમના દર્શનમાં નહિ પ્રતિપાદી શકાય. સત્યના સાંનિધ્યમાં અહિંસા હોયે ખરી અને નયે હોય, જેમ અગ્નિના સાંનિધ્યમાં ધૂમ્ર.

સત્યના અભાવમાં અહિંસાનો અભાવ આવે જ, પરંતુ અહિંસાના અભાવમાં સત્યનો અભાવ અવશ્યંભાવી નથી. अग्न्यभावे धूमाभाववत् । એટલે એ તર્કાનુસાર એમ પ્રતિપાદિત થાય છે કે એમની સાથે સત્ય સદા હશે જ, જ્યારે અહિંસા હોયે ખરી, અને ના પણ હોય.

આથી એમ માની શકાય કે એ ઉપાસક સત્યના છે, અહિંસાના નહિ. અહિંસાની આવશ્યકતા એમને સત્યના દ્વાર સુધી પહોંચવા માટે છે. સત્યના દર્શન પછી અહિંસાની અપેક્ષા અનિવાર્ય નહિ રહે. અહિંસા એમના મન પરમ ધર્મ ખરી, પરંતુ પરમ તત્ત્વ નહિ. એમનું પરમ તત્ત્વ તો સત્ય જ છે. એમણે પોતાનું જીવન સત્યને જ સમર્પિત કર્યું છે. સત્ય અને અહિંસા બન્નેને લીસી ચકરડીની બે બાજૂઓ ગણીને પણ અહિંસાનો અંતર્ભાવ એ સત્યમાં કરી શકશે; પરંતુ સત્યનો અંતર્ભાવ અહિંસામાં એમનાથી નહિ કરી શકાય. અહિંસા વગરનું સત્ય એમના મને સત્ય

લાગશે, પરંતુ સત્ય વગરની અહિંસાને એ અહિંસા જ નહિ ગણે. એમનો આગ્રહ સદા સત્ય માટે છે, પરંતુ અહિંસા માટે નહિ. અહિંસાનો આગ્રહ તો એમણે ખાસ કરીને રાજકારણ માટે જ રાખ્યો હોય એમ માનવાને કારણો છે. એમણે જીવનમાં જે અખતરાઓ કર્યા છે તે સત્ય સાથે છે—'એક્સ્પેરિમેન્ટસ્ વિથ ધી ટ્રુથસ્'—અહિંસા સાથે નહિ. એમના અનુયાયીઓ 'સત્યાગ્રહી' કહેવાય, 'અહિંસાગ્રહી' નહિ. એમના આશ્રમને 'સત્યાગ્રહ'નું ઉપપદ છે, 'અહિંસાગ્રહ'નું નહિ. અહિંસા વિષેની એમની વ્યાખ્યા શાસ્ત્રોની અપેક્ષાએ જ્યારે ઘણી સ્થૂલ છે ત્યારે સત્યની વ્યાખ્યા ઘણી સૂક્ષ્મ છે. જેને હજારો માણસો ચોક્કસપણે હિંસા ગણે તેને તેઓ વખતે અહિંસા પણ સમજે. પરંતુ જેને હજારો માણસો સત્ય તરીકે માને તેને તેઓ વખતે હડહડતું અસત્ય પણ કહે. અને તેથી જ એમના અહિંસક જીવન માટે ઘણાઓના ઘણા મતભેદો છે. પરંતુ સત્યનિષ્ઠ જીવન માટે કોઇને કશી શંકા નથી.

આથી સ્પષ્ટ જણાય છે કે એમનો મુદ્રાલેખ अहिंसा परमो धर्मः એ સૂત્ર નથી, પરંતુ सत्ये सर्वं प्रतिष्ठितम् । એ સૂત્ર છે. અને તેથી એમને 'અહિંસાવાદી' કહેવા કરતાં 'સત્યવાદી' કહેવાથી જ સત્યનું વધુ સમર્થન થઇ શકશે.

મુનિ જિનવિજયજી



# જગતના ઈતિહાસમાં ગાંધીજીનું સ્થાન

ગાંધીજીના જીવનની પ્રવૃત્તિઓ અનેકવિધ હોવાથી દુનિયાના ઇતિહાસમાં એમનું નામ અનેક રીતે અમર રહેશે. એમની તપશ્ચર્યા અને પવિત્રતાને લીધે લોકો એમને સંત ગણે છે અને ગણશે. યંત્રવાદની ઘાણીમાં પીલાતા ગરીબોનાં દુઃખનિવારણને માટે રેંટિયાનું પ્રાચીન અર્થશાસ્ત્ર સજીવન કરનાર તરીકે ગરીબનવાજના નામથી તેઓ ઓળખાશે. ધર્મકારણમાં અંત્યજોદ્ધારની પ્રવૃત્તિ ઉપાડી નિત્ય 'પતિતપાવન'નું પોપટિયા રટણ કરનારી હિંદની કહેવાતી ધાર્મિક જનતાને પતિતપાવનના સાચા સ્વરૂપનું ભાન કરાવી ધર્મસંશુદ્ધિ કરનાર તરીકે હિંદુધર્મના અનેક અવતારોમાં એક વધારાના અવતાર તરીકે એમની ગણના થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. હિંદના સ્વાતંત્ર્યસંગ્રામના સેનાપતિ હોવાથી હિંદ એમને પ્રાતઃસ્મરણીય ગણી પૂજશે. પણ જગતના ઇતિહાસમાં એમનું અદ્વિતીય સ્થાન તો રાજાપ્રજા વચ્ચેના વ્યવહારમાં એમણે પ્રવર્તાવેલા અભૂતપૂર્વ સત્યાગ્રહના માર્ગને લીધે જ રહેશે.

આજસુધી દુનિયાના બધા દેશોનું રાજકારણ પશુબળના આધાર ઉપર જ ઘડાયું છે અને એમાં રાજકર્તા વર્ગે લોકસમસ્તના કલ્યાણના કરતાં પોતાના વર્ગના હિત તરફ જ વધારે લક્ષ આપ્યું છે. આ સ્થિતિને ટાળવાના આમવર્ગના પ્રયત્નોમાં તેમણે પશુબળનો જ માર્ગ લીધેલો છે. પશુબળનો ઉપયોગ કરવાથી પ્રજાને ન્યાય મળે જ છે એમ ન કહી શકાય. પ્રજા યુદ્ધમાં વિજય મેળવે તોપણ અનેક વખત તો એમ બને છે કે જે વર્ગના હાથમાં લશ્કરનો કાબૂ હોય છે તેમની આપખુદ સત્તા જામે છે. અને એ વર્ગ પણ જનતાના કલ્યાણ તરફ કાંઇ વિશેષ લક્ષ આપનારો

નથી નીવડતો. પશુબળ એ જ વ્યવહારનું છેવટનું ધોરણ ગણાય ત્યાં ન્યાય અને પ્રજાના ગરીબમાં ગરીબ વર્ગનું પણ કલ્યાણ સધાય એવી આશા રાખવી ફોગટ છે. અને તેથી જ પશુબળથી રાજ-પલટો કરવા કરતાં આત્મબળથી રાજ્ય કરનારનો હૃદયપલટો કરવાનો અપૂર્વ માર્ગ ગાંધીજીએ જગતની આગળ રજૂ કર્યો છે.

આ માર્ગ તે સત્યાગ્રહનો છે. સત્યાગ્રહની લડતમાં દુઃખ વેઠવાનું માત્ર સત્યાગ્રહીને જ હોવાથી એ લડત ન્યાયના ધોરણ ઉપર જ મંડાય છે અને તે નછૂટકે જ ઉપાડવામાં આવે છે. અને જો ભૂલેચૂકે અન્યાયના ધોરણ ઉપર મંડાઇ હોય તોપણ એમાં સામા પક્ષને દુઃખ આપવાપણું ન હોવાથી અન્યાય કરનાર પોતાની જાતને જ અન્યાય કરશે, બીજાને નહિ. આમ સત્યાગ્રહના શસ્ત્રનો સ્વીકાર આપોઆપ ઝઘડાઓની સંખ્યા ઓછી કરશે એટલું જ નહિ પણ લડતને હમેશાં ન્યાયના ધોરણ ઉપર રાખશે.

જુલમગાર વધારેમાં વધારે શરીરનો માલિક થઇ શકે છે, આત્માનો નહિ. એ ધ્યાનમાં રાખી જુલમગારની આગળ ભોગ ઉપર ભોગ ધરી એની જુલમ કરવાની વૃત્તિને ઠંડી પાડી, એનામાં રહેલા મનુષ્ય-હૃદયને જાગ્રત કરી એનામાં હૃદયપલટો પેદા કરવાના સિદ્ધાંત ઉપર આ શસ્ત્ર ઘડાયું છે. પોતાને જે સત્ય લાગ્યું તેને વળગી રહેવામાં પ્રાણને પણ જતો કરનારા ઇશુ ખ્રિસ્ત વગેરે છૂટાછવાયા સત્યાગ્રહીઓ ઇતિહાસમાંથી જડશે ખરા. પણ રાજકારણના વ્યવહારમાં ન્યાય મેળવવા માટેની લડતમાં પશુબળને ઠેકાણે સત્યાગ્રહના પ્રેમબળની, હિંસાને ઠેકાણે અહિંસાની સ્થાપના કરી એને સામુદાયિક સ્વરૂપ આપનાર ગાંધીજીનું સ્થાન, જગતને હિંસાની હોળીમાંથી ઉગારનાર અહિંસાના પયગંબર તરીકે, જગતના ઇતિહાસમાં અદ્વિતીય રહેશે.

કીકુભાઈ રતનજી દેસાઈ

# માટીમાંથી માણસ

ઉપરનું મથાળું વાંચીને કોઇને લાગશે કે વળી આ શું?

માટીમાંથી બનેલા માણસો જોવા હોય તો બારડોલી માંડવી મહુવા તેમજ વ્યારા તાલુકાના રાનીપરજો જોવા. ત્યાં બાપુના રેંટિયાની મદદ વડે આ કોમમાં અજબ પલટો થયો છે. ગમે તેવો રેંટિયાનો અશ્રદ્ધાળુ માણસ આ કોમને જુએ છે તો તે અવશ્ય શ્રદ્ધાળુ બને છે.

આ કોમમાં દરેક જણને જાણવા જેવી અનેક વ્યક્તિઓ પડેલી છે. કોઈ એ વ્યક્તિઓનાં ટૂંક જીવન લખી (છુપાં રત્નો નામની) ચોપડી બહાર પાડે તો તે સૌ કોઈને બહુ ઉપયોગી થઇ પડે. પણ એ બધું કામ તો અવકાશે મુ૦ જુગતરામભાઇ જેવા હાથમાં લે તો.

હું તો ફક્ત અહીં વાનગીરૂપે એક જ પ્રસંગ લખું છું.

બારડોલીની લડતે આ કોમમાં ભારે જાગ્રતિ આણી. લોકો આપોઆપ દારૂની બદીમાંથી મુક્ત થવા લાગ્યા. તે વખતે રાનીપરજ કોમના કેટલાએક સ્વયંસેવકો સાથે હું માંડવી તાલુકાનાં જંગલો તેમજ ડુંગરાઓમાં થઇને ગામોમાં ફરતો હતો. ત્યાં એક સિત્તેર વર્ષના ખીમા ડોસાના પ્રસંગમાં આવ્યો. આ ડોસા કાટકૂવા ગામના વતની હતા. એ ગામ માંડવી તાલુકાના જંગલમાં થઇને ડુંગરાઓ ઓળંગીને જવાય છે.

આ ગામમાં અમારે ખીમા ડોસાને ત્યાં જવાનું થયું. અમને આવેલા જોઇને ઘરમાંથી નાનાંમોટાં તમામ ભાઇબહેન નીકળી આવ્યાં અને અમને 'જે જે' કરવા લાગ્યાં. બધાંનાં અંગ ઉપર

ઘરના સૂતરની શુદ્ધ ખાદી. બહેનો પણ ખાદીમાં જ. અંગ ઉપર કોઈપણ જાતનું ઘરેણું નહિ. ઘરમાં રેંટિયા, પીંજણ વગેરે ચાલતું હતું. આટલે દૂર સુધી જંગલો તથા ડુંગરાઓ ભેદીને પણ બાપુનો સંદેશો રાનીપરજની ઝૂંપડીમાં પહોંચેલો જોઈને કોને આનંદ ન થાય?

મેં છોકરાંઓને પૂછ્યું: "કેમ ડોસા જણાતા નથી?" એટલામાં ડોસી બોલી કે "હમણાં છોકરી નજીકના ખેતરમાં તેડવા ગઈ છે, ખાટલા ઉપર બેસો, હમણાં આવે છે." થોડીવાર થઈ ત્યાં તો ડોસા દૂરથી આવતા દેખાયા. કેડમાંથી વળેલા હોવા છતાં તેમનામાં કડકાઇ ભારે દેખાઇ. અમને જોઇને તેઓ ખૂબ આનંદ પામ્યા હોય એવા દેખાયા. નજીક આવીને દંડવત્ પ્રણામ કરવા ગયા ત્યાં હું તો શરમાયો અને કહ્યું: "તમે તો મારા મુરબ્બી છો, તમારાથી એમ ન થાય." ડોસા બોલ્યા: "કેમ ન થાય? ગાંધી મહાત્માએ તો અમો માટી જેવા હતા તેને માણુસ બનાવ્યા. અને તેના માણુસ અમારે ત્યાં કયાંથી?"

સહજ જિજ્ઞાસાથી મેં પૂછ્યું: "કેવી રીતે?"

ડોસાએ પોતાની શુદ્ધિની કથા આનંદમાં આવીને કહેવા માંડી:

"હું દારૂ ખૂબ પીતો એટલે ખેતી પણ બરાબર થતી નહિ. વાણિયાએ દેવા પેટે ઘણી જમીન મારી લીધેલી અને થોડી ઘણી બાકી હતી તે પણ પડાવી લેવાની તૈયારીમાં હતો. આછી પાતળી ભડકી કે ઢાચલું પણ મળવાના વાખા પડતા. એવામાં ચારેક વર્ષ ઉપર મહાત્માજી અહીંથી બાર ચૌદ માઇલ વેડછી આવેલા. ત્યાં હું તથા ડોસી ગયેલાં. એમનો ઉપદેશ સાંભળી દર્શન કરી અમે ઘેર આવ્યાં. ઘેર આવી દારૂ છોડયો અને બીજે જ દિવસે મરઘાં વગેરે હતું તે વેચીને વેડછીથી રેંટિયો વગેરે ખરીદી લાવ્યો. ઘરનાં બધાં માણસો કાંતતાં શીખ્યાં, એટલે રેંટિયો કોઈ કોઇને ભાગ

આવે નહિ. આમ તેમ મજૂરી કરીને પૈસા ભેગા કરી બીજો રેંટિયો અને પીંજણ લાવ્યો ત્યારથી અમો અન્ન ભેગાં થવા લાગ્યાં. અનાજ પણ ખૂબ પાકયું. અને પછી વાણિયાને ત્યાં જવાનું બંધ કર્યું."

મેં પૂછ્યું: "હજી કંઇ વાણિયાનું દેવું છે કે?"

"ગઈ સાલ જ ચૂકવી દીધું. (આંગળી બતાવતાં) પેલી બીજી જમીન પણ ખરીદી. તેમાં કોલમ થાય છે."

મેં પૂછ્યું: "કેટલું દેવું ચૂકવ્યું?"

"વાણિયો માગતો હતો દશવીશ, પણ મેં તેને રાજી થઇને બારવીશ ચૂકવી આપ્યા. અને કહ્યું કે ફરી મારે બારણે ચઢીશ નહિ. નહિ તો ઊંધો પાડી નાખીશ."

વળી રાજી થઇને મને તેની સામસામી બે મોટી ઝૂંપડીઓ હતી તે બતાવી: "જુઓને, એ બન્નેમાં ખૂબ અનાજ ભરેલું છે."

મેં પૂછ્યું: "ડોસા, કંઇ થોડા ઘણા રૂપિયા પણ ભેગા થયા હશે?"

ડોસો ધીરેથી બોલ્યો: "હા, હા, ડોસીએ પાંચવીશ દાટી મૂકયા છે. આવો, બતાવું."

"એમ જેને તેને ન બતાવો. કોઇ લઇ જશે તો?"

ડોસો બોલ્યો: "એ તો તમોને જ બતાવું તો! લોકો પણ હસે છે કે ડોસાને પરમેશ્વર આપવા બેઠો છે તે આપ્યા જ કરે છે! (આંગળી બતાવી) જુઓને, ચાલુ સાલે પેલી ભેંસને પણ એ પાડી આવી!"

મેં કહ્યું: "તમોને શુદ્ધિથી આટલો લાભ થયો તે જોતાં છતાં તમારા ગામના લોકો કેમ સુધરતા નથી?"

"બધા પાકી રહ્યા છે, પણ ટેકો આપનાર કોઇ જોઇએ ને! બધા કાલે તમારી પાસે ભેગા થવાના છે. અને રેંટિયા નોંધાવવાનું

મને કહી ગયા છે. દારૂ બધાએ છોડયો છે, બે ચાર જણુ જ રહી ગયા છે." આમ કહીને મોડી રાત જવાથી મને સૂઇ જવા, અને પોતે ખેતરમાં જવાના છે એમ કહ્યું.

મેં પૂછયું: "રાતના પણ ખેતરે જવું પડે છે?"

"ખેતરમાં રાત્રે ભૂંડ અને દિવસે જંગલો હોવાથી વાનરોને સાચવવાં પડે છે. એટલે રાત અને દિ, હું તો ખેતરમાં જ રહું છું. મારો રેંટિયો એક ત્યાંજ છે. ત્યાં બેઠો બેઠો કાંતું છું. દિવસમાં થોડી વાર કોઇ વખત ઘેર આવું છું."

"આટલી ઉંમરે પણ તમારાથી કંતાય છે?"

"મહાત્માજી કાંતે છે તો મને શું થાય?"

*

ગાંધીજી જેવા એકાદ વાર આવીને ચાલ્યા જાય છે એટલામાં ક્યાં ક્યાંની છાપરીઓમાં કેવા ફેરફારો થઈ જાય છે! સૂરજ ઊગે છે તેનાથી ક્યાં ક્યાંની કેટલી તળાવડીઓમાં કમળો ખીલી ઊઠતાં હશે? અર્થશાસ્ત્રી રૂના ને કંતાઇના ને પીંજાઇના ને વણાઈના ભાવ માંડી માંડીને રેંટિયો સફળ કે નિષ્ફળ એ ભલે ગણ્યા કરો. અમે એવી માથાકૂટમાં નથી પડતા, કારણ કે અમે સફળ રેંટિયાનાં સગી આંખે દર્શન કર્યાં છે.

નાનુભાઈ ખંડુભાઈ દેસાઈ



# ગાંધીજી અને સામ્યવાદ

'આજે જગતમાં કોઈ સાચો સામ્યવાદી હોય તો ગાંધીજી છે. કાર્લ માર્ક્સે સામ્યવાદનો મંત્રોચ્ચાર કર્યો, લેનિને આ વિચારને રાજનીતિશાસ્ત્રમાં ઉતાર્યો, જ્યારે ગાંધીજીએ તો તેને જીવન સમસ્તમાં વ્યાપક કર્યો,' આ કે આવી મતલબનાં કથન આપણે ઘણીવાર સાંભળીએ છીએ. અને ગાંધીજીના અદ્ભુત જીવનનો વિચાર કરતાં તેમાં રહેલું સત્ય આપણું ધ્યાન ખેંચે છે. પણ ઘણા સામાન્ય વિધાનોની માફક આ વિધાન ખરું અને ખોટું બન્ને છે. રેંટિયાબારશના આ પવિત્ર દિવસે આપણે ગાંધીજીની જીવનફિલસૂફી આ દૃષ્ટિએ તપાસીશું તે ઉચિત જ થશે. પૂર્ણ સ્વરાજમાં જે નવી રચના થશે તેનાં સ્વપ્નાં સેવનારને માટે આ અભ્યાસ ઉપયોગી નીવડશે.

'સામ્યવાદ' શબ્દ અંગ્રેજી 'કોમ્યુનિઝમ' (Communism) શબ્દ માટે સારામાં સારો યોજાયો છે. સમાનતાના ધોરણ પર ભાવિ સમાજની રચના થવાની છે, એ મૂળ બાબત તરફ આ નામોચ્ચારણ થતાં આપણું ધ્યાન જાય છે. પણ સામ્યવાદનાં મૂળ-તત્ત્વોનો ખ્યાલ આ નામોચ્ચારણથી આવતો નથી અને તેથી કેટલેક અંશે ગોટાળો ઉત્પન્ન થાય છે. તવંગરમાં તવંગર ગરીબમાં ગરીબ જોડે સમાનતા સાધે, સમાન કોટિએ રહે, એ સામ્યવાદનો આદર્શ છે જ, પણ તેની ફિલસૂફી આપણા કરતાં તદ્દન નોખી છે. જગતમાં કોઈપણ પુરુષ દરિદ્રોનાં દુઃખ સાથે એકતાર થયો હોય તો તે ગાંધીજી છે, અને એ સાચામાં સાચા સામ્યવાદી છે.

પરંતુ સામ્યવાદના મૂળ સિદ્ધાંતોથી વેગળી અને કેટલેક અંશે વિરોધી ગાંધીજીની જીવનફિલસૂફી છે.

આ સિદ્ધાંતો કયા? આર્થિક ઘટનાઓ ઇતિહાસને ઘડનાર એકમાત્ર બળ છે, એ માર્કસના સિદ્ધાંતોનું મૂળ સૂત્ર છે. સામાજિક નીતિ, કાયદાનું બંધારણ, રાજકારણ, બધું એકમાત્ર અર્થપ્રાપ્તિનાં તે તે યુગનાં સાધનો અને અર્થવ્યવસ્થા પર આધાર રાખે છે, એમ માર્કસ કહે છે. 'મનુષ્યજીવન માટે રોટલો બસ નથી,' એ ક્રાઇસ્ટના કથનથી માંડીને 'ધારણપોષણ સત્ત્વસંશુદ્ધિ માટે જ અર્થપ્રાપ્તિ આવશ્યક છે' એ કિશોરલાલભાઇના કથન સુધી ઘણા વિચારકોએ આપણને કહ્યું છે કે માર્કસનો આ સિદ્ધાંત જીવન-સિદ્ધાંત નથી. એમાં રહેલું સત્ય કોણ ન સ્વીકારે? પણ એને જીવનસિદ્ધાંત તરીકે સ્વીકારવાની તત્ત્વજ્ઞાનીઓ ના પાડે છે. ગાંધીજી અર્થવ્યવસ્થાની જીવન પર થતી અસર સ્વીકારે છે, પણ એને જીવનસિદ્ધાંત નથી માનતા. ગરીબોની આર્થિક મુક્તિ સાધવા તેમણે રેંટિયો મૂક્યો. આર્થિક અગિયાર માગણીઓ રજૂ કરીને તેમણે સ્વાતંત્ર્યનો, પૂર્ણ સ્વરાજનો, સાર સમજાવ્યો. એટલે આપણને સમજાય છે કે ગાંધીજી અર્થવ્યવસ્થાનું મહત્ત્વ ભૂલતા નથી; પણ માર્કસની માફક ગાંધીજી આર્થિક પદ્ધતિને ઇતિહાસ માત્રનું, જીવનસમસ્તનું, પ્રેરક બળ માનતા નથી. એમની જીવન-ફિલસૂફી ઇસુની જીવનફિલસૂફી સાથે સામ્ય ધરાવે છે.

માર્કસનો બીજો સિદ્ધાંત વર્ગ વર્ગ વચ્ચે હંમેશ જણાતા, 'સંસ્કૃતિ'ના* આરંભથી શરૂ થયેલા, વિરોધને લગતો છે. માર્કસના ઇતિહાસદર્શનમાં આ મૂળતત્ત્વ છે. ગાંધીજીને ઇતિહાસમાં આવું દર્શન થતું નથી. એમને તો જગત પ્રેમના, 'સૂતરને તાંતણે

* 'Where is Civilization going?' by Scott Nearingમાં આ 'સંસ્કૃતિ'નાં લક્ષણો સુંદર રીતે બતાવ્યાં છે.

હરજિએ બાંધેલું ' જણાય છે. એમનું ઇતિહાસદર્શન અહિંસાદર્શન છે. સમસ્ત જીવન પ્રેમથી વ્યાપેલું તેમને જણાય છે. આ જીવન-દર્શનમાં વર્ગ વર્ગ વચ્ચેનો કલહ, વિરોધ ક્યાંથી હોય ? ન્યાયને ખાતર કહેવું જોઇએ કે માકર્સ દરિદ્રનારાયણ પ્રત્યે અત્યંત દયાથી પ્રેરાઇને ઈતિહાસ આ પ્રમાણે વાંચે છે, સમાજમાં ન્યાયની સ્થાપના કરવા ખાતર આ શોધ તેણે કરી છે. પણ ગાંધીજીની જીવનદષ્ટિ અનોખી છે. ગાંધીજીની વિચારસૃષ્ટિમાં વર્ગ વર્ગ વચ્ચેનો વિરોધ નથી, પણ બન્ને વર્ગને ઉન્નત કરવાની આકાંક્ષા તો જરૂર રહેલી છે. મૂડીદાર અને કામદારનો સંબંધ બાપદીકરાના જેવો, સગા સહોદર સમ હોવો જોઇએ એમ મદાંધ મૂડીદારને એ સમજાવે છે. સામ્યવાદીએ બે વચ્ચે લડાઇ કલ્પેલી છે. ગાંધીજી એવી લડાઇ જ્યાં હશે ત્યાં ન્યાયના, દલિતના, પક્ષમાં રહી લડી લેશે; પણ એમને હૈયે સંધિ જ છે. તેમના સમાજમાં દરિદ્રનારાયણનો ઉદ્ધાર થશે અને મૂડીદારને પણ ઘટતું સ્થાન મળશે. સામ્યવાદી સમાજમાં કલ્પના એ છે કે મૂડીદાર અને મજૂર બન્ને વર્ગો નાબૂદ થશે, વર્ગ વગરની સમાજરચના ( Classless Society ) થશે. ગાંધીજીના રામરાજમાં મૂડીદાર મજૂરનો સેવક, અને પોતાના ધનનો વાલી થઇ રહેશે.

સમાજમાં ધન ઉત્પન્ન કરનાર વર્ગની કાંધ પર ચઢી બેસીને મૂડીદાર વર્ગ પોતાનું પોષણ કરે છે અને તાગડધિન્ના કરે છે. શોષણ (Law of Surplus Value પરથી નિર્માણ થતું) આના મૂળમાં છે. એ મિટાવવું જોઇએ જ. ગરીબની મુક્તિ એ મિટાવવાથી જ થશે, એમ માકર્સ કહે છે. રસ્કિનના ' સર્વોદય 'માં વર્ણવ્યા મુજબ જીવનવ્યવહારમાં ન્યાયના ધોરણ ઉપર અર્થ વહેંચણી કરવા ગાંધીજી ધારે છે.

માકર્સ અને તેના અનુયાયીઓના વિચારતંત્ર પાછળ પાશ્ચાત્ય

યંત્રવાદ રહેલો છે. સામ્યવાદીઓની ભાવિ સમાજની કલ્પના યંત્રવાદ ઉપર ઊભેલી છે. સામ્યવાદીઓ મોટા ઉદ્યોગોને આવશ્યક માને છે, આશિષરૂપ માને છે, વધાવી લે છે અને તેમને તે વધારવા છે. રૂશિયાની 'પાંચ વર્ષની યોજના, ( Five Year Plan ) બીજું શું છે ? મોટા ઉદ્યોગોને લીધે ઉપસ્થિત થતા જીવન અને કામગીરિના પ્રશ્નોનું નિરાકરણ મૂડીદારી પદ્ધતિ નથી કરી શકી. સામ્યવાદીઓને તેનું નિરાકરણ જડયું છે. સામ્યવાદીઓની નવી સમાજરચના અને ગાંધીજીના મનોરાજ્યમાં અહીં મૂળગત તફાવત છે. રેંટિયો તેનો પ્રતીક છે. શરીરરચના જેમ એક સૂક્ષ્મ યંત્ર છે તેમ રેંટિયો યંત્ર છે. યંત્રનો ગાંધીજીને મન આ અર્થ છે. આજના યંત્રવાદ અને તેના જટિલ પ્રશ્નોને તે આવશ્યક માનતા નથી. રેંટિયા મારફતે જે અપરિગ્રહી અને સાદા જીવનની કલ્પના આવે છે તે ગાંધીજીની કલ્પના છે. ગાંધીજીનો ભાવિ સમાજ સામ્યવાદી સમાજથી જુદો જ છે. ગામડાંની સંસ્કૃતિ એ તેનો મૂળ પાયો છે અને રેંટિયો તેનો સાચો પ્રતિનિધિ છે.

ભિન્નભિન્ન સમાજની આ કલ્પના ભિન્નભિન્ન તત્ત્વજ્ઞાનમાંથી ફલિત થાય છે. અને તેથી જ્યારે આપણે આ નવા સમાજના નિર્માણનાં સાધનો વિચારીએ છીએ ત્યારે સામ્યવાદીઓ અને ગાંધીજીની જીવનફિલસૂફીમાં માનનારાઓમાં આસમાનજમીનનો ભેદ જણાય છે. સમાજના ચાલુ બંધારણમાં પરિવર્તન કરવા માટે વિપ્લવ આવશ્યક છે, એમ સામ્યવાદીઓ માને છે. આ વિપ્લવ સાધવા માટે હિંસક કે અહિંસક સાધનો વાપરવા વિષે તેઓ બેદરકાર છે. ચૂસનાર મૂડીદાર વર્ગ ઉપર ફરજ પાડીને પણ સમાજનું બંધારણ તાબડતોબ બદલવું જ જોઇએ અને તેને માટે સામ્યવાદીઓ 'ઇન્ટરનેશનલ'માં પૈસાદાર વર્ગના તિરસ્કારનું ગીત ગાય છે. ગાંધીજીને સમાજની સિકલ બદલવી છે, વિપ્લવ જોઇએ

છે. ક્રાંતિ કોને ન જોઈએ? બધા ય યુગવિધાયકોનો તે આશરો છે. પણ ગાંધીજી ક્રાંતિ પણ હૃદયપરિવર્તન કરાવીને જ લાવવા માગે છે. એમની સઘળી લડત આત્મશુદ્ધિ માટે છે: આત્મશુદ્ધિ બન્ને વર્ગ માટે, દલિત અને દળનાર, શોષિત અને શોષણ કરનાર. ગાંધીજીની આંખમાં ચૂસનાર વર્ગ પ્રત્યે ક્રોધ નથી, પણ અમી છે. એમને Coercion નથી જોઈતું, બાહ્ય દબાણમાં એમને વિશ્વાસ નથી; એમને તો Conversion જોઈએ છે, આંતરિક પરિવર્તનમાં એમને અખંડ શ્રદ્ધા છે. તેથી ક્રાંતિ કરવા માટે અહિંસા તેમને મન ધર્મવસ્તુ છે. અલબત્ત હિંસા દેખાય છે એટલી ખરાબ નથી. બધી સ્થપાયેલી વ્યવસ્થા હિંસા પર નભેલી છે. અને કટ્ટરમાં કટ્ટર હિંસાવાદી પણ આ વ્યવસ્થિત ભયંકર હિંસાને તોડવા માટે થોડી હિંસા વાપરવી પડે એમ કહી પોતાનું સાધન પ્રમાણમાં અહિંસક છે એમ કહે છે. પણ ગાંધીજીને તો નિર્મળ સાધ્યની પ્રાપ્તિ માટે નિર્મળ સાધન જ ખપે. જગતનું રાજ્ય મળે તોપણ તેમને પુષ્પ પાંખડી દુભવવી નથી. સમાજ–નિર્માણની આટલી ઉદાત્ત કલ્પના અજોડ છે.

ગાંધીજીના સિદ્ધાંતો કે માર્કસના સિદ્ધાંતો, એટલે કે આત્મવાદ કે સામ્યવાદ, જે નવો સમાજ ઘડવા આપણે અધીરા થયા છીએ તેમાં કયા ઉપયોગમાં આવશે એ વિચાર આ લેખમાં અપ્રસ્તુત છે. પરંતુ એ તો ચોક્કસ જ છે કે, આત્મવાદ દરેક જમાનામાં સમાજની વ્યક્તિઓને પ્રાણપોષક થઈ પડે છે અને સમસ્ત સમાજને સૂર્ય માફક તેજ આપ્યા કરે છે. છતાં આ ધર્મ સમસ્ત જનતામાં વ્યાપક થઈ જશે એવી શ્રદ્ધા હજી થયેલી નથી. વિજ્ઞાનની મદદથી જે નવી શક્તિ લાધી છે અને સગવડો પ્રાપ્ત થઈ છે તેણે સમાજશાસ્ત્ર જટિલ અને મુશ્કેલ બનાવી મૂક્યું છે. રામરાજની કેવળ સાદી કલ્પના કામ આવવી મુશ્કેલ છે. નવા સમાજના

નવા પ્રશ્નોનો ઉકેલ આપણે કરવો જ પડશે. અર્વાચીન યંત્રયુગને અને તેનાં પરિણામોને આંખે પાટા બાંધી ન જોવાનો પ્રયાસ કદાચ મિથ્યા હોય. છતાં એ ભૂલવું જોઈતું નથી કે ગાંધીજીએ જે સમાજ-શાસ્ત્ર રચ્યું છે તે, Post Industrialism, યંત્રવાદ પછીના યુગનું સમાજશાસ્ત્ર છે, અને અત્યારના જીવનકલહના જટિલ પ્રશ્નોમાંથી મુક્તિ અપાવનાર છે. આખો માનવસમાજ જ્યારે જીવનકલહથી પીડા પામે છે, જ્યારે માનવસમાજ અંધારામાં ગોથાં ખાય છે ત્યારે ગાંધીજીએ પોતાની પ્રેમળ જ્યોતિથી જીવનપંથ ઉજાળ્યો છે. સમાજને આત્મવાદની મશાલ દેખાડનાર આ જ્યોતિર્ધરને અમારાં હજારવાર વંદન હો!

જીવણલાલ ક. ચાંપાનેરીઆ



## શાક સમારતાં

આશ્રમમાં હાલમાં થોડાક વખત થયાં બાપુનો સવારની પ્રાર્થના પછી રસોડે નિયમિત શાક સમારવા જવાનો કાર્યક્રમ છે. આ વખતે અનેક આશ્રમવાસી ભાઈ, બહેન તથા બાળકો અનેક જાતના પ્રશ્નોના નિકાલને અર્થે અખંડ પ્રવાહમાં એક પછી એક આવે છે.

આ વખતે બાપુની પાસે કાચા અન્ન કે ફળાહાર, ઘીના કે દૂધના ત્યાગ વગેરેના અખતરાઓનાં સ્વેચ્છાએ નિવેદનો આવે છે. કોઈ ઉપવાસની કથા વર્ણવે છે તો કોઇ સત્ય અને અહિંસાની ગંભીર ચર્ચા પણ કરે છે. કોઈ દર્દી તેના ઉપાયને માટે બાપુને પૂછે છે તો કોઇ આશ્રમના કુમારો નિર્દોષ કજિયાની ફરિયાદ લઈ તેના ન્યાય માટે આવે છે. આ પ્રમાણે અનેક જાતના પ્રશ્નો બાપુની પાસે આવે છે.

બાપુ જે પ્રેમ અને કુનેહથી તે પ્રશ્નોનો તોડ કાઢે છે તે લોકકેળવણીની દૃષ્ટિએ અગત્યનો તથા અદ્ભુત હોવાથી તેમાંના ત્રણ પ્રસંગો અહીં આપું છું.

૧

"બાપુ! આપકે કહા મુજબ કલ રાતકો કરીબ કરીબ આધા ઘંટા તક મિટ્ટીકા પટા શિર પર રક્ખા થા. રાતકો નિંદ ભી આ ગઇ થી. શિર કા દર્દ તો માનો કહાં છિપ ગયા. બાપુ! ભલા મિટ્ટીકા પટા મેં તો કોઇ જાદુ દીખતા હૈ!"

"હાં! જરૂર. વહ તો રામબાણ હૈ. ઉસ્મેં ખર્ચ પાઇકા નહીં હૈ, લેકિન ઉસકી શક્તિ તો અજબ હૈ. ચાહે શિરમેં દર્દ હો યા પેટમેં હો, ચાહે બુખાર હો, ચાહે બીછુ યા કોઈ ઝહેરી જીવને કાટા હો—મિટ્ટીકા પટ્ટાસે બહુત આરામ હોતા હૈ."

૨

"બાપુ! જુઓ, મને ચંદુભાઇએ માર્યું!"

"કેમ? તેં લક્ષ્મિને માર્યું?"

"કેમ ન મારે; મારા ચાળા પાડે છે. હજી પાડશે તો મારીશ."

"અરે, પણ તું મોટો કહેવાય. નાની બહેનને તારાથી મરાય?"

"તો કાંઈ મોટાભાઈના નાની બહેનથી ચાળા પડાય?"

"લક્ષ્મિ! તું ભાઇને કેમ ચીડવે છે?"

"બાપુ! પહેલાં તેણે મને અમસ્તાં માર્યું. પછી મેં ચાળા પાડયા."

"ના બાપુ! લક્ષ્મી જૂઠું બોલે છે!"

"ના બાપુ! ચંદુભાઈ જૂઠું બોલે છે."

"ઠીક, ઠીક, તમે બન્ને જૂઠાં લાગો છો! બોલો, સાચે સાચું કહો. કોનો વાંક પહેલો ?"

"બાપુ ! હવે તો સાચું કહીશ. મેં પહેલાં લક્ષ્મીને માર્યું."

"તેં ઠીક કહી દીધું. હવે તેમ ન કરીશ. અને લક્ષ્મિ ! ભાઇના ચાળા ન પાડતી, હો."

"બાપુ! હવે ચાળા નહિ પાડું."

(બન્ને જાય છે. જતાં જતાં)

"લે, લેત્તો જા, બાપુએ કેવું કહ્યું ?"

"જુઓ બાપુ ! પછી હું મારું નહિ ?"

"લક્ષ્મિ ! કેમ, તને પણ ચેન પડતું નથી લાગતું. અહીં આવો બન્ને. પણ ચંદુ ! તું તેને મારીશ નહિ. હું જ શિક્ષા કરીશ. કાલ ચંદુ તેં કેટલા તાર કાંત્યા હતા ?"

"બાપુ ! કાલના તો ભૂલી ગયો."

"ઠીક, હવે આજ યાદ રાખજે, અને આજ કોણ વધુ કાંતવાનું છે ?"

"હું, હું." (બન્ને બોલે છે.)

"ઠીક, જોઉં છું. જાવ."

બન્ને હસતાં હસતાં જાય છે.

૩

"કેમ ! તમે શું કરો છો ? કેમ તેને કેડે ને કેડે જ રાખો છો ? તમે તેને નુકસાન કરો છો તેની તમોને ખબર છે ?"

"તો શું કરું બાપુ ? નાનુ આખો દિવસ રોયા જ કરે છે."

"તેમાં તમારો જ દોષ છે. તે તો રમ્યા કરે, પણ તમે તેને બગાડયો છે."

"લ્યો, ત્યારે સુધારો તમે !" (એમ કહી શાકના ટેબલ ઉપર નાનુને જરા રીસમાં જોરથી મૂકે છે.)

"હં, હં, ઘેલીબ્હેન! ત્યાં તેને બેસાડાય! લાવો હું સાચવું. (તેમ કહી તેને પોતાના ખોળામાં લઇ) જો, નાનુ, બા કામ કરે છે. રડાય નહિ, રમાય હોં." એમ કહી રમાડે છે. નાનુ પણ જાણે સમજી ગયો હોય તેમ રમવા લાગે છે. રમતા નાનુને નીચે મૂકી પોતાનું કામ શરૂ કરે છે. થોડી વાર પછી ઘેલીબહેન ત્યાંથી નીકળે છે.

નાનુને રમતો જોઈ: "અરે! નાનિયા, બાપુની પાસે બેસી રમે છે ને? બાપુ! આ તો નવાઈ કહેવાય! મારી પાસે ભલા કેમ નહિ રમતો હોય? અને તમારી પાસે ડાહ્યો ડમરો થઇને રમે છે!"

"કેમ ન રમે? તમે તેને કેડેથી નીચે ઉતારો તો રમે ને! તમે તેને રમવા જ કયાં આપો છો? બાળકને રમવું, હરવું, ફરવું, કૂદવું બહુ ગમે; પણ તમારાં જેવાં વધારે પડતું હેત બતાવી તેને રમવા જ નથી આપતાં. તમે તેને ખોટાં લાડ કરો છો."

"હા બાપુ! હવે મને તમારી વાત સાચી લાગે છે. આજથી રોજ નાનુને તમારી પાસે જ મૂકી જઇશ. તેને તમારી પાસે રમવું ઠીક ગમે છે."

ગ્રજલાલ મયાશંકર શુકલ



# સાચો વિજેતા

## ૧

**અસહકારની** પહેલી ભરતીનો સમય હતો. એકવીશની સાલમાં તો બાપુજી શહેરે શહેરે ને ગામડે ગામડે ફરી વળેલા. બે દિવસની સતત મુસાફરી બાદ તેઓ વર્ધા આવ્યા. ટ્રેનમાં રાત ને દિવસ સ્ટેશને સ્ટેશને લોકો દર્શને આવે. એટલે ઊંઘ તો શાની જ આવે ? બે રાતના ઉજાગરા બાદ પણ તે દિવસે આખો દિવસ મધ્યપ્રાંતના આગેવાનો સાથે ચર્ચામાં જ ગાળ્યો. સાંજના છ વાગે ત્યાંથી ચંદા, જે આશરે ૪૦ મૈલ દૂર હતું, ત્યાં જવા નીકળ્યા. કાર્યક્રમ મુજબ રાત્રે ચંદામાં સભા પૂરી થયા બાદ વર્ધા પાછા આવવાનું હતું. પણ અચાનક રસ્તામાં મોટરનાં ટાયર ફાટયાં. સાથે વધારાનું હતું તે નાખ્યું. પણ તે પણ ફાટયું. સાથેની મોટરમાં બેઠા પણ તેના ટાયરમાં પણ કાણું પડતાં બન્ને મોટર નકામી થઇ પડી. રસ્તામાં આવતા ગામથી બળદગાડી કરીને ચંદા પહોંચ્યા. રાત્રે મોડી સભા થઇ. અને બળદગાડીમાં જ પાછા વળ્યા. રસ્તામાં ગાડીવાન બળદને આરનો ઉપયોગ કરતો હતો, તેથી તે જાણતાં દુઃખ થયું. આ વાત એક વખત 'નવજીવન'માં પણ આવેલી છે.

એટલે આમ ત્રીજી રાત પણ ઊંઘ વિના જ ગઈ. સવારે વર્ધા આવ્યા. તે દિવસ પણ કામોથી ભરપૂર જ હતો. ત્રણ ત્રણ રાત ને દિવસ અખંડ કામ કરવા છતાં અને શરીર થાકવા છતાં પણ મુખમુદ્રા પર સહેજે ફેરફાર ન થાય, થાકેલા જેવા પણ ન દેખાય. ગંભીર વાતો કરે ને 'નવજીવન,' 'યંગ ઈંડિયા' ના લેખ તથા

પત્રવ્યવહાર કર્યા જ કરે એ અજબ જ ગણાય. હું બારણા પર દ્વારપાળ થઇને ઊભો હતો. બાર વાગ્યા હતા. બાપુજીએ શરીરે ઘી ચોપડાવ્યું ને આરામ લેવા ઇચ્છા કરી. ઘી ચોપડાવતાં પણ તેમનું વાંચવાનું કામ તો ચાલુ જ હતું. મને કહેઃ " જો, હું...... ભાઈને મળવાનો છું. તેઓ આવે તો બહાર બેસાડજે. હું દશ મિનિટ પછીથી ઊઠીશ ત્યારે મળીશ." આમ કહીને સૂતા. ઘડિયાળ પથારી નજીક જ હતું.

મને નવાઇ જ લાગી. ત્રણ રાતના ઉજાગરા પછીથી આરામ લે છે ને તે ફક્ત દશ જ મિનિટ ! અને તે પછી કોઇને યે ઉઠાડવાને સૂચવેલું પણ નહિ. હું આશ્ચર્યથી ઘડિયાળ સામે જોઇ જ રહ્યો. દશ મિનિટ થઇ અને બાપુજી પથારીમાં બેઠા થઇ ગયા. પાણી લઇ મુખ સાફ કરીને પેલા ભાઈ સાથે વાત કરવાને સાથેના ઓરડામાં ગયા. આવી ઊંઘ નેપોલિયનને હતી, ને બીજી આ જગતના દેશો જીતનારને નહિ પણ હૃદય જીતનારને છે.

૨

જેમ ૧૯૨૭ માં ભારે રેલ આવીને બધી નદીઓ ઊભરાઇ, તેમ સને ૧૯૨૬ માં સાબરમતીમાં ભારે રેલ આવેલી. પણ તે વખતે કંઇ નુકસાન થયેલું નહિ.

રાતના ત્રણ વાગ્યા હતા. આબુથી વલ્લભભાઇ પર, મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે, સાવધ રહેવા તાર આવ્યો. સરદાર સાહેબ મોટરમાં બેસીને પાણીની ટાંકી પર ગયા. સરદાર સાહેબને આશ્રમની ચિન્તા થઇ. તેથી ટાંકી પરથી જેલવાળા પર સાબરમતી ટેલીફોનથી સંદેશો મોકલ્યો કે તેઓ સાવધ રહે અને આશ્રમવાળાને પણ સાવધ રહેવા ખબર મોકલે. રાત્રે સવાત્રણે પોલીસે આવીને બાપુજીને આશ્રમમાં ખબર આપી.

બાપુજીએ શ્રી. મગનલાલભાઇને ઉઠાડીને આ વાત કરી અને જણાવ્યું કે બધાંને જગાડવાની જરૂર નથી. નિયમ મુજબ ચાર વાગે ઘંટ વાગે છે તેમ વાગશે અને પ્રાર્થનામાં બધાં ભેગાં થશે ત્યાં ખબર આપીશું.

ચાર વાગે સર્વે એકઠા થયાં. નિત્યના નિયમ મુજબ પ્રાર્થના થઇ. પછીથી બાપુજીએ કહ્યું: "કદાચ આ ખબર કોઇએ આપણી મશ્કરી કરવા મોકલી હોય, કસોટી માટે પણ મોકલી હોય. છતાંયે આપણે માની લઇએ કે તે સત્ય છે. અત્યારે આપણે ગભરાઇને આ જગા છોડીને બીજે ક્યાંય જઇએ તો બીજાં આજુબાજુનાં ગામવાળા પણ ગભરાય. કદાચ આ વાત ખોટી હોય તો પેલા ગામડાના લોકોને કેટલી બધી મુશીબતો પડે? હજી ચાર કલાક છે. જેને ભય હોય તે જતા રહે. હું તો અહીંથી એમ ખસી ન જ શકું. જો આ વાત સાચી પડશે તો તે વખતે ટ્રેનો પણ ખૂબ દોડાવશે. તેમાં પણ જઈ શકશો. જેલવાળાએ સંદેશો મોકલ્યો છે કે જેલ ઊંચાણમાં છે માટે ત્યાં આવો. પણ આપણાથી તેમ ન થાય. આપણે તો એમ કહીએ કે વાડજના લોકોને પહેલાં લો, નવા વાડજના લોકોને લો, ઉસમાનપુરના લોકોને બચાવો, બીજા જેટલા બચી શકે તેમને બચાવો, પછી અમારો બચાવ થાય.

"ધારો કે રેલ આવી જ. તો આપણી ગાયોને ઊંચાણમાં લઇ જજો. રેંટિયાશાળા કાંઠાથી થોડી દૂર અને ઊંચાણમાં રાખવાનો હેતુ પણ એ જ હતો કે કદાચ ભારે પૂર આવે તો તેને એકદમ નુકસાન ન કરે. ગોસેવા અને રેંટિયા–ઉદ્ધાર એ બે આપણાં મુખ્ય કામ છે. બધાં ય તણાઇ જાય ને કદાચ કોઇ બચે તો આપણો આશ્રમ તો ત્યાં જ તેનાથી શરૂ થશે. આપણો આશ્રમ એટલે ગીતા અને રેંટિયો. તે બેને ભૂલશો નહિ. મારું જીવન, મારો આખરનો સંદેશો, જે કહો તે, તે જ બે ચીજ છે. ચાલો, આપણે હાલ તો છેવટને માટે 'વૈષ્ણવ જન તો તેને કહીએ' ગાઇ લઇએ

ને પછીથી આપણે આપણા નિત્યના કાર્યક્રમ મુજબ કામ કરીએ. રેલ આવશે ત્યારે તેનો વિચાર થઈ રહેશે. જેને ડર હોય તે જરૂર જાય."

૩

રાત્રિના સવાદશ વાગ્યા. નાવડાવાળાએ આવીને ખબર આપ્યા કે કિનારે નાવ આવીને ઊભાં છે. ચાલો વિલંબ ન કરો, નહિ તો પાણી પાછાં વળશે, કાદવમાં વધુ ચાલવું પડશે.

માર્ચની ૧૯ મી તારીખનો આ જ વર્ષનો તે દિવસ હતો. બાપુજી સૈન્ય સાથે સવારમાં બોરસદથી રાસ આવેલા ને રાસથી સાંજના કંકાપુરા કૂચ કરી. રસ્તામાં દડ ખૂબ હતો. બધા થાકયા હતા. પછી રાત્રે કંકાપુરામાં સભા થઇ. થોડો આરામ લીધો. રાત્રિના સવાદશ વાગ્યા હતા. તે વખતે નાવડાવાળાએ આવીને ઉપર મુજબ ચાલવા જણાવ્યું.

બધાએ થાકી ગયા હતા. પણ જે કાર્યક્રમ ગોઠવાયો તે ફરે કેમ? ફાગણ વદ પાંચમ હતી એટલે સવાદસ વાગે ચંદ્ર તો કયાંથી જ હોય? મહી નદીનાં કોતરોમાં થઇને ચાલવું એ ધોળા દિવસે પણ ભયંકર જણાય છે તો અંધારી રાતે પૂરતા અજવાળા સિવાય ચાલવું એ વિકટ તો હતું જ; પણ નાવડામાં બેસી નદી ઓળંગી સામે કિનારે જવાના ખ્યાલમાં તે ભયંકરતા ડૂબી જતી.

નાવમાં બેઠા એટલે સામે કિનારે જવા નાવડાં હંકારાયાં. સામે દૂર ભરૂચ જિલ્લાના સરદાર ચંદુલાલ ડોકટર અમને લેવા આવેલા તે કારેલીને આરે ભાઠામાં દીવા બળે તે નાવડામાં બેઠાં બેઠાં અમારી દિશાસૂચક દીવાદાંડી જેમા લાગતા હતા. નાવમાંથી ઊતરીશું ને કિનારો આવશે એવો ખ્યાલ બધાને હતો. પણ નાવ તો વચ્ચે જ ઊભું રહ્યું. પાણી ઢીંચણસમાં હતાં, એટલે તેથી નાવ વધુ આગળ ન જઇ શકયાં. એક માઇલ પાણીમાં ચાલ્યા. સામે દીવો દેખાય પણ ચાલ ચાલ કરીએ તોપણ નજદીક

ન પહોંચાય. બીજો એક માઇલ કાદવમાં ચાલ્યા. કાદવમાં તો પગ પણ ચોંટી જાય. એકબીજાના ટેકા વિના ચાલતાં પડવાનો ભય હતો. રાવજીભાઇ ને હું સાથે ચાલતા હતા. અમને વિચાર આવ્યો કે અમારા પગ આ કાદવથી થાક્યા છે તો પેલા ડોસાની તો શી યે દશા હશે ?

ખેડા જિલ્લાના કાર્યકર્તાઓએ બાપુજીને ઊંચકી લેવા કેટલાક ભાઇઓને નાવ આગળ રાખેલા, પણ બાપૂજી એમ કોઇથી ઊંચકાવાનું માને કેમ ? એટલે તેઓ અમારી સાથે જ ચાલતા હતા.

" રાવજીભાઇ, ચાલો આપણે બન્ને ડોસાને પાછળથી અદ્ધર ઉપાડી લઇએ. તે એમ ને એમ કંઇ માને તેમ નથી." અમો બન્ને બાપુજી પાસે ગયા ને બાપુજીની સાથે વાત કરીઃ

" બાપુજી ! અમને બે જણને અમારું બાલપણ યાદ આવે છે. અમને પાલખી, પાલખી, રમવાનું મન થાય છે. અમે બે પાલખી થઇએ ને તમો તે પર બેસો."

" હા, ચાલો રમીએ. તમો એક પહેલા બેસો. હું તો ઊંચકીશ, બેસીશ નહિ." બાપુજીએ હસીને જવાબ આપ્યો.

"ના, તેમ ના બને. અમે રહ્યા જુવાન ને તમે તો વૃદ્ધ છો ! બાપુ ! તમો બેસો જ. જુઓ, અમે ઉપાડીએ છીએ." (ઉપાડવા ગયા)

" ના, તેમ ના બને. હું એમ કંઇ થાકી જવાનો નથી. આહા, જુઓ, હવે ક્યાં આપણે દૂર જવાનું છે ? "

" બાપુજી, હજુ તો બે માઇલ છે ! અમને ઊંચકવા દો. બહુ દૂર છે."

" ના, ના, હજુ તો મારામાં પૂરતી તાકાત છે. જરૂર નથી. ને જણાશે ત્યારે તમો છોસ્તો ને. ચાલો, તમારે બન્નેને ખભે હાથ મૂકીને ચાલું છું. જુઓ, પે...લો ચાંદો (દીવો) દેખાય છે ત્યાં જ જવાનું છે ને ! ઓહો, એ ક્યાં દૂર છે ?"

આમ વાતો કરતા કરતા અમે એક માઈલ ચાલ્યા. દિવસનો તો ખૂબ થાક હતો જ ને આ કાદવમાં ચાલતાં જે શ્રમ પડ્યો તે તો પ્રભુ તોબા. એટલામાં સામેથી કારેલીના લોકો, ધારાળાઓ આવ્યા. તેમણે ઊંચકવા કહ્યું, પણ ન માન્યું. છેવટે અમોએ બળાત્કારે ઉપાડવા સૂચવ્યું. બાપુજી ના ના કહેતા રહ્યા ને પેલા ગરાસીઆઓએ તો અદ્ધર ઉપાડયા. આમ અમે તો બાપુજીની સેવા ન કરી શકયા, પણ પેલા ભાઇઓ ભાગ્યવંત થયા અને બાપુજી તેઓના અત્યંત પ્રેમને વશ થયા.

**અંબાલાલ શંકરભાઈ પટેલ**

# સંપાદકીય

## 'વંદુ મહાત્મન સદા તપ તેજ ઢોળો'

## શતાયુ થાઓ, બાપુજી!

**આ**જે ગાંધીજીનો બાસઠમો જન્મદિવસ છે. ગઈ સાલ અમે એમનો રજત મહોત્સવ ગૂજરાત વિદ્યાપીઠના પ્રેરણામય ઉપક્રમ હેઠળ ઉજવેલો. આજે આ એકાંતવાસની શાન્ત અને આત્મોન્નતિ-પ્રેરક છાયા હેઠળ ગાંધીજીની બાસઠમી જયંતી ઊજવવાનું પ્રાપ્ત થાય છે તે માટે અમે પોતાને અહોભાગી માનીએ છીએ.

ગાંધીજીને જગત સર્વશ્રેષ્ઠ પુરુષ માને છે, પાશ્ચાત્ય પ્રજા તેમને ઇસુના અવતાર સમા લેખે છે, યુદ્ધોથી કંટાળેલો સમાજ તેમને શાન્તિના ફિરસ્તા ગણે છે, ગુલામીમાંથી છૂટવા તલસતું 'બુઢ્ઢું એશિયા' અને 'પછાત આફ્રિકા' તેમને દબાયેલી પ્રજાઓને સ્વાતંત્ર્ય અર્પવાને સમર્થ પુરુષ તરીકે પૂજે છે, હિંદ તેમને પોતાના આત્માના પ્રતિનિધિ અને પરમોદ્ધારક તરીકે હરહંમેશ વંદન કરે છે. અમે ગાંધીજીને બાપુજી ગણી તેમના ચરણની રજ લઇએ છીએ, અને તેમના જીવનમાંથી એક ચિનગારી મેળવવા અહર્નિશ પ્રાર્થીએ છીએ......

અમને તો ગાંધીજીનું વર્ણન કેમ કરવું તેની આવડત નથી. તીર્થંકરની વાણી વિષે કહેવાય છે કે અનંત અનંત ભાવથી ભરેલી તે છે. તેજ મુજબ ગાંધીજીનું જીવન છે. એનાં અનેક પાસાં છે. જે પાસું ફેરવીને તપાસશો તેમાંથી નવો પ્રકાશ તમોને મળશે. અમારા આ અંકમાંથી પણ એવો પ્રકાશ મળશે એમ કહેવાની અમે ધૃષ્ટતા કરીએ છીએ. બાકી, અમે જિનેશ્વરની વાણીની માફક તેનો પાર પામતા નથી. એમ કરવા જઈએ તો તો અમારી મતિજ મપાય......

સૌ કોઈ ગાંધીજીને પોતાના ગણે છે. હિંદુઓ તો તેમના જ ગણે. જૈનો કહે છે કે અહિંસાની પ્રેરણા તો તેમણે અમારામાંથી મેળવી અને એ પોતે ન કહે તો પણ એ જૈન છે. ઈસાઈઓ એમને ખ્રિસ્તી જ માની બેઠા છે. આમ બધા એમને પોતાના ગણે છે. પણ જો કોઇના વધુમાં વધુ હોય તો તે અમારા છે, કારણ કે અમારા તે બંદીવાસી સાથી છે. અમારા સાન્નિધ્યમાં તેમનો એકાંતવાસ છે......

અઢી હજાર વર્ષ પૂર્વે મહાવીર અને બુદ્ધ ભગવાને જગતને અહિંસા અને બંધુતાનો સંદેશો આપ્યો. નિર્ગ્રંથ ભગવાનના પંથનું દર્શન ઘડીભર જગતને થયું, નિર્વાણ માર્ગનો મહિમા સમજાયો. 'જગન્મિથ્યા છે,' એવું શંકરાચાર્યે ત્યારબાદ ઉપદેશ્યું. પણ જગતના મિથ્યાવાદમાં કોણ ફસાયું નથી? આ બે હજાર વર્ષમાં કાળબળે અને ગુલામીના અવનતિપોષક વાતાવરણમાં હિંદુ ધર્મ પર ખૂબ રાખ વળી ગઇ છે. સદીઓ સુધી મેલના થરોથર બાઝવાથી હિંદુ ધર્મનું મૂળ સ્વરૂપ આજે ભૂલાઈ ગયું છે અને તેની વિકૃતિ વિધવિધ જાતના અસ્પૃશ્યતા ધર્મ (?) માં થયેલી છે. ક્રોધને અક્રોધથી જીતવાના મંત્રથી ભરેલા તે સમયના વાતાવરણમાંથી પ્રેરણા પામીને ઇસુએ પાશ્ચાત્ય દુનિયાને 'પર્વત પરનું પ્રવચન' સંભળાવ્યું. પરંતુ કાળબળે અને જીવનકલહમાં ઇસુનો પ્રેમધર્મ ભૂલાવા

માંડયો. લ્યુથર જેવા મહાપુરુષે તેને વિશુદ્ધ કરવાના પ્રયત્નો કર્યા, પણ અફળ ગયા. જીવનકલહમાંથી મુક્તિ મેળવવાનું સાધન ઔદ્યોગિક વિપ્લવ થઇ શકત. પણ તેણે તો જીવનલાલસા અને જીવલેણ હરીફાઇ ઉત્પન્ન કરી, તથા અસ્ખલિત લડાઈઓ સળગાવી. છેવટે 'યુદ્ધોને મટાડવા મહાયુદ્ધ લડાયું' અને જગતે નહિ જોયેલી એવી જાદવાસ્થળી જોઇ. બિચારા ઇસુના પ્રેમધર્મનું છેવટે આ પરિણામ આવ્યું. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય દુનિયા થાકી છે અને એનું સહજ જીવન ભૂંસાઈ ગયું છે તેવા આ કાળે ગાંધીજીના મુક્તિ મંત્રનાં રશ્મિઓ જગતને અજવાળે છે. જીવનસમસ્તમાં તિમિર છવાયેલું છે ત્યાં તેમનાં રશ્મિઓ પુનિત પ્રકાશ નાખો. ગાંધીજી શતાયુ જીવો!

## અમારા સાથીઓ

બાપુની જયંતી ઊજવતાં અમને અમારા કેદીભાઈઓનું સ્મરણ થાય છે. અમને તેમનો સમાગમ મેળવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું નથી. એમની સેવાઓ જ અમે લીધા કરી છે. અમારા જેટલા કુટિલ કોણ હશે? આવા પતિત છતાં અમને બાપુજીની જયંતી ઊજવતાં શરમ નથી આવતી, કારણ કે અમે ત્રુટીઓથી ભરેલા છીએ અને હજી બાપુને પંથે પડતાં આખડતાં ચઢવા માટે આ પહેલો પ્રયાસ આદર્યો છે. આવી પુનિત ઉજવણી અમારા માટે પ્રેરણારૂપ અને ચેતવણી જેવી છે.

સામાન્ય કેદીઓના સમાગમમાં અમે આવી શક્યા નથી પણ તેમની બેડીઓના ખણખણાટ અમારા અંતરને ઘણી વાર વીંધે છે. અમારે બે રોટલા માટે ઝઘડવું પડે છે અને તેમને તો બિચારાઓને આટલું કામ કરતાં છતાં બે જ રોટલા મળે છે, અને તેઓ ભૂખ્યા રહેતા હશે તેનો ખ્યાલ જ અમને ઘણીવાર અસ્વસ્થ કરી નાખે છે. પરંતુ એ બધું અમારે સહન કર્યે જ છૂટકો છે, કારણ કે એ અમારી મર્યાદા છે, અને કેટલેક અંશે પ્રાયશ્ચિત્ત છે.

## અમારો આદર્શ 'સેવક'

અમારા કેદીભાઇઓમાં અમારો આદર્શ પ્રાતઃકાળે અને સાયંકાળ સમીપ આવતાં તત્પરતાથી સેવા કરતા દુબળાભાઈ છે. મારુતિ આદર્શ સેવક મનાય છે. પણ અમારા માટે તો આદર્શ સેવકનો નમૂનો દુબળાભાઇ છે. કામગીરીમાં ચીવટ, અવિરત ઉત્સાહ અને ફિલસૂફી ભરી શાન્તિ એની અજબ છે. પંચધાટ (જાજરુ) પાસેના એના સ્થાનમાં બેઠા બેઠા એની મુખાકૃતિ પર સહેજ પણ ઉદ્વેગ નથી જોયો. દુબળાભાઈ પાસેથી થોડીક પ્રેરણા લઇને નીકળવાનો અમારો ઇરાદો છે.

અમારી સેવા કરતા બીજા કેદીભાઈઓમાંના ઘણાની નોંધ અહીં સ્થળસંકોચને લીધે નથી લઇ શકતા. અમે એ સઘળાના ઋણી છીએ.

## 'ગુફાનું કમળ'

બાઇબલમાં એક કથન છેઃ ઇશ્વરે સૃષ્ટિ રચી અને તે જોઈ ઉચ્ચાર્યું કે 'સર્જન સારું થયું.' અમને 'ગુફાના કમળ' વિષે લખતાં આ કથન યાદ આવે છે. કોઇ સુયોગ્ય ઘડીએ આ જયંતી અંક કાઢવાનું નક્કી થયું અને ચાર દિવસના પરિશ્રમથી નીકળતા આ અંક તરફ દૃષ્ટિ કરતાં આત્મસંતોષ થયા વગર રહેતો નથી. ઉતાવળને લીધે એમાં અનેક ત્રુટીઓ રહેલી અમે જોઇએ છીએ. છતાં 'સર્જન સારું થયું.'

બંદીવાસમાંની અમારી આઝાદીના પરિણામરૂપ સાહિત્યને અમે 'ગુફાનું કમળ' નામકરણ કર્યું છે. અમારા આ કમળની પાંખડીઓ પ્રમાણમાં થોડા જ જલસિંચનથી ખીલી છે, પણ હજી ખીલવી બાકી છે.

જે ભાઈઓએ આ અંક માટે લેખો લખી આપ્યા છે તે બધાનો હું આભારી છું.

વંદેમાતરમ્ : ઇન્કિલાબ ઝિન્દાબાદ

# સરસ્વતી  ગ્રન્થમાલ




**વર્ષ ૧ લું**

**નવ પુસ્તકોનો આખો સેટ**

સુંદર પાકું બાઇન્ડીંગ

કુલ પૃષ્ઠ સંખ્યા ૭૦૦

**અઢી રૂપિયા**




**વર્ષ ૨ જું**

**નવ પુસ્તકોનો આખો સેટ**

સુંદર પાકું બાઇન્ડીંગ

કુલ પૃ. સંખ્યા ૭૨૦

**પોણાત્રણ રૂપિયા**

[દરેકનું રજી. ટપાલખર્ચ આઠ આના જુદું]




## ત્રીજા વર્ષથી ગ્રાહક બનો.

હિંદમાં રૂ. ૨) **પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ** પરદેશમાં રૂ. ૩]

**પ્રસ્થાન માસિક તેમજ ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિની યોજના મંગાવો.**